૪૭૬૫

# कच्छमां दस्तावेज तथा नामुं लखवानी पद्धति.

ભાગ પહેલો

કચ્છી પ્રજા તથા વિદ્યાર્થીઓને સારૂ

છપાવી પ્રગટ કરનાર

હરજીવન મેઘજી પટેલ

કચ્છ-મુંદ્રા

પહેલી આવૃત્તિ—નકલ ૧૦૦૦

અમદાવાદ.

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં

એંગ્લો વર્નાક્યુલર પ્રીંટીંગ પ્રેસ"માં

નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપ્યું.

સર્વ હક્ક સ્વાધીન.

સંવત ૧૯૪૭—ઈ. સને ૧૮૯૧

કીંમત કોરી ૨ બે.

# પ્રસ્તાવના.

હરેક માણસને આ દુનિયાના ચાલતા વહેવારમાં, કાગળો તથા ખત-પત્રો લખવાનો, તેમજ આવક જાવક અથવા ઉપજ ખર્ચનો હિસાબ રાખવાનો ખપ અવશ્ય પડે છે. તે લખવાની રીતિ દરેક દેશમાં જૂદી જૂદી હોય છે. કચ્છ પ્રાંત બીજા દેશથી નિરાળો આવેલો છે; તેથી તેમાં તે લખવાની રીતો બીજા દેશ કરતાં ઘણીખરી રીતે જૂદી છે. વળી હાલ કચ્છનાં નવાં ધોરણોમાં કચ્છમાં ચાલતા રીવાજ પ્રમાણે કાગલ તથા ખત-પત્રો લખવાનો વિષય દાખલ થએલ છે, પણ તે નિયમસર શીખવવાનું સાધન પુસ્તક રૂપે બહાર પડેલ મારા જોવામાં ન આવતાં, તે ખોટ પુરી પાડવાના હેતુથી આ લઘુ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

પ્રથમ મારો વિચાર બધી બાબતો એકજ પુસ્તકમાં રખવાનો હતો, પણ તે મોટું થઈ જતાં તેની કીંમત વિદ્યાર્થીઓને ભારે પડે, તેટલા માટે તેના બે ભાગ કરવા પડ્યા છે, કે જેથી તેનો લાભ દરેક વિદ્યાર્થી લઇ શકે.

આ પુસ્તકનું નામ "કચ્છમાં દસ્તાવેજ તથા નામું લખવાની પદ્ધતિ" એવું રાખેલું છે. તે છતાં તે કેળવણી લેતા વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેટલા માટે તેમાં ચીઠીઓ, કાગલો, ખતપત્રો, લખતો, અરજીઓ, હુંડીઓ વગેરે લખવાની સાધારણ રીતો, તેમજ નામું લખવાના મુખ્ય નિયમો આપેલા છે. વિશેષ હકીકત બીજા ભાગમાં આપવામાં આવશે.

ખત પત્રો વગેરે લખવામાં જે જે નામો આપ્યાં છે માત્ર સમજને માટે કલ્પીત છે. એમ સમજવું.

આ લઘુ પુસ્તક જેમ બને તેમ તરત બહાર પાડ-વાનો વિચાર થવાથી તેમાં કાંઈ ખોડ ખામી રહેલી હોય, અથવા વધારો ઘટારો કરવાની અવશ્ય જણાય, તો તે બાબત કોઈ મહેતાજી અથવા સદ્‌ગૃહસ્થ કાંઈ સૂચના કરશે, તો તેઓ સાહેબોનો ઉપકાર માની, બીજી આવૃતીમાં યોગ્ય સુધારો, વધારો કરવામાં આવશે.

કચ્છ મુંદ્રા તારીખ
૧ લી એપ્રિલ સને ૧૮૯૧

હરજીવન મેઘજી પટેલ
પ્રસિદ્ધ કર્તા.

૪૮૨૬

૪૭૬૫

# કચ્છમાં દસ્તાવેજ તથા નામું લખવાની પદ્ધતી.

## વિભાગ પહેલો.

### ચીઠીઓ લખવાની રીતો.

સ્નેહ સાગર પ્રીય મિત્ર લલ્લુભાઈ માધવજી.

વિનંતી કે આપણા પરમ સ્નેહી મિસ્ટર જેતશી શીવજી આજરોજ બપોરના ચાર બજે મુંબઈથી અત્રે પધારેલ છે. અને તેઓ તરતમાં ભુજ તરફ રવાના થવાના છે. માટે તેમને મળવા આવવા વિચાર હોય તો મારે ઉતારે તરત પધારવા તસ્દી લેશો. ચાડીકાની સગવડ અત્રે કરી રાખી છે. એજ વિનંતી. સંવત ૧૯૪૭ ના માગસર વદ ૧૨ વાર બુધે. તા. ૭-૧-૯૧.

લી૦ શેવક

**ઉદયશંકર જયશંકર.**

મહેરબાન શેઠ સાહેબ ઉદયચંદ ઉમેદચંદ.

વિનંતી કે આજ રોજ સાંજના પાંચ બજે અત્રેની લાઈબ્રેરીમાં "પુનર્લગ્ન" એ વિષયપર ભાષણ થવાનું છે તે પ્રસંગે આપ આપના મિત્ર મંડળ સહિત પધારવા તસ્દી લેશો. એજ વિનંતી સંવત ૧૯૪૭ ના માગસર વદ .)) વાર શનેઊ.

લ૦ શેવક.

**કૃપાશંકર રામજી.**

મુંદ્રા લાઈબ્રેરીના ઓનરરી સેક્રેટરી

પરમ સ્નેહી રાજેશ્રી ભાઈ દામજી કહાનજી.

વિનંતી સાથે લખવાનું કે આવતી કાલે સવારના છ બજે હું ભુજ જવાનો છું. ત્યાંથી જે જે સામાન મંગાવવો હોય તેની ટીપ મહેરબાનીથી મોકલાવશો એટલે તે પ્રમાણે ત્યાંથી વળતી વખતે તે લેતો આવીશ. એજ વિનંતી સંવત ૧૯૪૭ ના માગસર વદિ )) વાર શનેઊ.

લ૦ શેવક.

**હીરાચંદ રતનસિંહના જુવાર વાંચશો.**

---

ભાઈશ્રી હીરાચંદ રતનસિંહ.

વિનંતી કે આપની ચીઠી પહોંચી છે, જવાબમાં લખવાનું કે ભુજથી મારે સારૂ હીરકોરી ધોતી જોટા એક એન શ્રીકાર, કિંમત કોરી ૫૦ પચાસ સુધીનો મહેરબાનીથી લેતા આવશો. એજ વિનંતી સંવત ૧૯૪૭ ના માગસર વદિ .)) વાર શનેઊ.

લ. શેવક.

**દામજી કહાનજીના જેગોપાળ વાંચશો.**

---

રાજેશ્રી ભાઈ શ્રી ૫. દામજી કહાનજી.

વિનંતી કે તમારા ફરમાન મુજબ ભુજથી ધોતી જોટા એક લઈ આવેલ, તે આ ચીઠી લાવનાર અમારા માણસ ખીમજી માવજી સાથે મોકલ્યો છે. તે પહોંચેથી પહોંચ લખવા કૃપા કરશો. તેની કિંમત કોરી ૪૫॥ સાડી પીશતાલીશ બેઠેલી છે. તે સહેજ લખી જણાવું છું. એજ વિનંતી. સંવત ૧૯૪૭ ના પોશ સુદ ૫ વાર ગરેઊ.

લ૦ શેવક.

**હીરાચંદ રતનસિંહના જુવાર સ્વીકારશો.**

પ્રિય દોસ્ત હીરાચંદ રતનસિંહ.

વિનંતી કે તમોએ, તમારા માણસ ખીમજી માવજી સાથે ધોતી જોટો ૧ એક મોકલ્યો તે પહોંચ્યો છે. તેની કિંમતની કોરી ૪૫ાા સાડી પીશતાલીશ આ સાથે મોકલી છે. તે સંભાળી લેશો. એજ વિનંતી સંવત ૧૯૪૭ ના પોશ સુદ ૫ વાર ગરેઉ.

લ૦ દર્શનાતુર શેવક.

દામજી કાનજીના ધટારત અંગીકાર કરશોજી.

---

ગહેરબાન શેઠ પાનાચંદ રતનસિંહ.

વિનંતી કે આ ચીઠી લાવનાર ઠા. રામદાસ પુરૂષોત્તમને અમારે ખાતે માંડીને કોરી ૭૫ પંચોતેર રોકડી રાશાઈ આપશો. અમે તમારા ખાતામાં તે કોરી રોજમેળ પાને ૩૮ મે જમા કરી છે. એજ વિનંતી સંવત ૧૯૩૭ ના પોશ સુદ ૬ વાર શુકે.

લ૦ શેવક.

ખોજા અલીદના કરીમહમદના
સલામ વાંચશો.

---

## કાગળો લખવાની રીત.

( મુનીમે શેઠને કાગળ લખવાની રીત).

સ્વસ્તિ શ્રી મુંબઈબંદર ગહાશુભસ્થાને પુજ્યારાધ્યે ઉત્તમોત્તમ, અરચનની આણ, સકળ ગુણ નિધાન, પરમ દયાળ પરોપકારી સર્વે શુભ ઉપમા લાયક બિરાજમાન શેઠ શ્રીપ માં. મૂળજી ઈંદરજી ચ૦ શ્રી મુંદરા બંદરથી લ૦ શા૦ વેરસિંહ ખીમજીના જુહાર આપની પવિત્ર શેવામાં પુ-

રસદની વખતે સ્વીકારશોજી. જતો અત્રે ક્ષેમ કુશળ છે આપની ક્ષેમ કુશળતાના કાગળ સમાચાર લખશોજી. અપરંચ બીજું સમાચાર એક જાણજો જે શ્રી રાપરથી મેતા કાનજી દેવજી કોરી ૨૦૦૦ અંકે બે હજાર વ્યાજુ લેવા આવેલ છે. મજકુર કાનજી દેવજી સારી આસામી છે તથા તેઓ વ્યાજ ટકા ૦॥ અરધ લેખે આપવા કહે છે. માટે શેઠજીની મરજી હોય તો આપું. તે બાબતનો જવાબ ડાક મધ્યે તુર્ત લખશો. હાલ આપનો જવાબ આવતાં સુધી તેઓ અત્રે રહેશે. વળતો પત્ર કામ કાજ લખશો. કાગળ મધ્યે ઘણું શું લખીએ. થોડું લખ્યું ઘણું કરી જાણશો એક લખ્યું હજાર કરી માનશો. સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૭ વાર શનેઉ.

---

## ઉપલા કાગળનો જવાબ.

સ્વસ્તિ શ્રી મુંદરાબંદર મહાશુભસ્થાને સર્વે શુભ ઉપમા યોગ્ય શાહશ્રીપ વેરસિંહ ખીમજીની ચરણુજીવી સદા ઘણી હોજો. ચ૦ શ્રી મુંબઈ બંદરથી લ૦ માં૦ મૂળજી ઈંદરજીના જુહાર વાંચજો. જતો અત્રે ક્ષેમ કુશળ છે. તમારી કુશળતાનો પત્ર એક સરકારી ટપાલ મધ્યે, પોશ સુદ ૭ ને વાર શનેઉનો લખેલો આવ્યો. વાંચી હકીકત લખી તે જાણી. બીજું તમે મેતા કાનજી દેવજીને કોરી ૨૦૦૦ અંકે બે હજાર વ્યાજુ આપવા બાબત લખ્યું તે જાણ્યું. જવાબમાં લખવાનું કે મજકુર સખ્સ સારી આસામી હોય, તથા તેમની પાસે સ્થાવર મિલકત હોય, તો રીતસર ખત લખાવી લઈ, કોરી ૨૦૦૦. બે હજાર આપજો. તથા તે ખતની લખામણી, રજીસ્ટર ફ-

રામણી, અને સ્ટામ્પ ચોડવાનું જે ખર્ચ થાય તે તેમની પાસેથી વાળી લેજો. હું પોશ વદ ૮ નો નિકળ્યો તમારી તરફ આવીશ. હાલ એજ. કાગળ મધ્યે ઘણું શું લખીએ. થોડું લખ્યું ઘણું કરી જાણજો. એક લખ્યું હજાર કરી માનજો. સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૧૧ વાર ભોમે.

---

## મુસલમાન લોકોની કાગળ લખવાની રીત.

સ્વસ્તિ શ્રી માંડવીબંદર મહાશુભસ્થાને સર્વે શુભ ઉપમા યોગ્ય ભાઈશ્રીપ અલારખ્યા નુરમહમદને સાહેબ શ્રી સદા સુખી રાખે. ચ૦ શ્રી મુંદરા બંદરથી લ૦ ભાઈ જનાગામદ નૂરમહમદના દુવા સલામ વાંચજો. જત અત્રે ખુદા તાલ્લાની મહેરબાનીથી ખેર આફિયત છે. તમારી ભલાઈના કાગળ સમાચાર લખજો. બીજું આ સાલે વરસાદ ઘણો થયો હતો તેને લીધે આપણા ઘરની પછીત પડી ગએલ છે. તે ચણાવવાનું કામ શરૂ કર્યું છે. અને તે એકાદ મહિનાની અંદર પુરી થઈ રહેશે. તેનું ખર્ચ કોરી ૨૦૦ બસેંથી ૩૦૦ ત્રણુસેં સુધી થશે. માટે તે કોરી તમો કોઈ સારા સાથ જોગ તરત મોકલી આપજો. હાલ અહીંઆં કોરી તૈયાર નથી. આ સાલે વાડી તથા ખેતરનો મળીને બાજરો કળશી ૫ પાંચ તથા મગ કળશી ૧૧ સવા થયા છે. તે જાણવા માટે લખ્યુ છે. હું તથા છોકરાં પોશ સુદ ૧૫ નાં ચાલ્યાં તમારી પાસે આંટો દેવા માંડવી આવશું. ચી૦ રાસીદ રમે છે. હાલ એજ કાગળ મધ્યે ઘણું શું લખીએ. થોડું લખ્યું ઘણું કરી જાણજો. એક લખ્યું હજાર કરી માનજો. સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૧૧ વાર ભોમે.

## ઉપલા કાગળનો જવાબ.

સ્વસ્તિ શ્રી મુંદ્રાબંદર મહાશુભસ્થાને સર્વે શુભોપમા લાયક મુરબ્બી ભાઈશ્રીપ જાનમામદ નૂરમહમદને સાહેબ શ્રી સદા સુખી રાખે. એતાન શ્રી માંડવી બંદરથી લી० ભાઈ અલારખ્યા નૂરમહમદના સલામ વાંચજો. જત અત્રે અલ્લાતાલ્લાની મહેરબાનીથી સૌ ખેર સલામતી ભોગવે છે, તમારી ખેર આફ્રિયતીનો પત્ર એક પોશ સુદ ૧૧ ને વાર સોમનો લખેલો આજ રોજ આવ્યો. તે વાંચી ઘણીજ ખુશાલી પેદા થઈ છે. હમેશાં તેજ પ્રમાણે લખતા રહેશો. તમોએ કોરી ૨૦૦ થી ૩૦૦ સુધી મોકલવા લખ્યું તે પ્રમાણે કોરી ૩૦૦ ત્રણસોની હુંડી, મુંદરાના શાહ દેવસિંહ આણંદજી ઉપરની, શાહ જોગી સુદ ૧૩ ની મીતિની, તરત મુદતની આ સાથે બીડી છે. તે શીકરાવી લઈ તેનો જવાબ લખજો. તમે અહીઆં આવો ત્યારે ત્યાંથી ભોરો ૧ એક, દેશી વણાટનો શ્રીકાર જોઇને લેતા આવજો. હાલ એજ વળતો પત્ર કામ કાજ લખશો. જેનઈનું કરતું મંગાવી લેશો છોકરાને મારી વતી બોલાવશો; તમા સગાં વહાલાં સર્વેને મારા સલામ કહેશો. સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૧૫ વાર શનેઉ.

---

## દીકરાએ બાપને કાગળ લખવાની રીત.

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદર મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે પરમ પૂજ્ય શિરછત્ર તીર્થરૂપ માવિત્ર શ્રીપ ઠા० ખીમજી જયરામ એતાનશ્રી મુંદ્રાબંદરથી લી० આજ્ઞાંકિત છોરૂ કલ્યાણજી ખીમજીનાં પગે લાગણું આપની પવિત્ર શેવામાં અંગીકાર કરશોજી. જત અત્રે શ્રી મહારાજની કૃ-

પાથી સર્વ ખુશી આનંદમાં છીએ. તમારી તરફનો પત્ર હાલ ઘણી મુદત થયાં બિલકુલ નથી, તેથી ઘરમાં સર્વે કોઈ કાગળની રાહ એકી નજરે જુએ છે. માટે ફુરસદે કાગળ લખી છોરૂને આનંદ આપશોજી. બીજું હલ હું અંગ્રેજી રોયલ નંબર થર્ડ શીખું છું. તે એકાદ મહિનાની અંદર પૂરો થઇ રહેશે; એટલે તમો લખશો તે પ્રમાણે આગળ અભ્યાસની શરૂઆત કરીશ. ઇંગ્લીશની સાથે બીજી ભાષા ગુજરાતી શીખું છું તેને માટે " છોકરાં પ્રતે મા બાપનો ધર્મ અને મા બાપ પ્રતે છોકરાંનો ધર્મ " એ નામનું પુસ્તક મહેતાજી સાહેબની ઈચ્છાથી પસંદ કર્યું છે; કે જેથી ગુજરાતી ભાષાનું ઉંચું જ્ઞાન મળવાની સાથે, મા-બાપે છોકરાંની સાથે, અને છોકરાંએ મા બાપની સાથે કેવી રીતે વર્તવું જોઈએ તે જાણવામાં આવે, આ પુસ્તક પણ અર્ધુંક થવા આવ્યું છે. તેટલા પરથીજ મારી ખાત્રી થઈ છે કે તે પુસ્તક બહુજ ઉમદા છે. આજ કાલ છોકરાંને મા બાપ સાથે અને મા બાપને છોકરાં સાથે જે અજ્ઞાનતાને લીધે બે બનાવ થઇ, કજીઆનાં મૂળ ઉત્તપન્ન થાય છે. તે જો આવાં ઉપયોગી પુસ્તકો વાંચી, પોત પોતાની શીશી ફરજ છે તેનું સારી રીતે મનન કરે તો તેમની વચ્ચેના દુષ્ટ કુસંપનું મૂળ સમુળગું જડ મૂળથી નાશ પામે. ભાઇ રતનસિંહ ચાર મહિના થયાં નિશાળે જાય છે. આટલા ટુંકા વખતમાં તેણે ગુજરાતી બીજી ચોપડી પૂરી કરીને, ત્રીજી ચોપડી ત્રણ ચાર દિવસ થયાં શરૂ કરી છે. આપણી મુંદ્રાની વખારના મુખ્ય મુનીમ પોતાના ઘરૂ કામે દશ દિવસની રજા લઇ માંડવી ગયા છે. તેમનો માંડવીથી પત્ર હતો. તેમાં લખ્યું છે કે " હું સુદ ૧૫ ને રો-

જ મુંદ્રા આવીશ" એટલે તેઓ આવતી કાલ સુધી ઘણું કરીને આવી પહોંચશે, તેઓ આવ્યા બાદ આપણી માંડવીની વખારના જાણવા જોગ ખબર લખી જણાવીશ તગારૂં પધારવું અત્રે કયારે થશે, તે જણાવશોજી. બેન ધનાબાઇ તથા ઘરમાં સૌ ખુશી આનંદમાં છે. વખારનું કામ સારી રીતે ધમધોકાર ચાલે છે. એ બાબત કશી ચિંતા ફિકર કરશો નહીં. આપણી વખારના મુનીમ, ગુમાસ્તા તથા નોકર ચાકર સૌ પોત પોતાની ફરજનું કામ ખરા દિલ અને નિમક હલાલીથી બજાવે જાય છે; કે જે જોઇ સર્વ કોઇ આશ્ચર્ય પામે છે. આગબોટ "હિંદુ" આવતે શુક્રવારે અહીં આવવાની છે તેની સાથે મારે સારૂ હીરકોરી ધોતી જોટા ૧ તથા ભાઈ રતનસિંહ સારૂ સોનેરી ટોપી નંગ ૨ બે ગોકલાવવા, આપણી વખારના મૂખ્ય મુનિમને કહેશો. મુંબઇના જાણુવા જોગ ખબર લખાવશો. એજ વિનંતી સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૧૪ વાર ગરેઊ.

---

## ઉપલા કાગળનો જવાબ.

(બાપે દીકરાને કાગલ લખવાની રીત.)

સ્વસ્તિ શ્રી મુંદ્રા બંદર મહાશુભસ્થાને છોરૂ શ્રીપ ચિરંજીવી કલ્યાણજી વિ૦ ખીમજીની ચિરંજીવી સદા ધણી હોજો. એતાન શ્રી મુંબઈ બંદરથી લી૦ શુભેચ્છક ઠા૦ ખીમજી જયરામની આશીશ વાંચજો. બીજું તમારો કાગલ પોશ સુદ ૧૪ ને વાર ગરેઊનો ગઈ કાલે સરકારી ડાકમાં આવ્યો, તે વાંચી સવિસ્તર હકીકત જાણી, અત્યંત આનંદી થયો છું. વળી પણ તેજ પ્રમાણે હર હ-

મેશ લખતા રહેજો. તમે તમારા અભ્યાસ વિષેની હકી- કત લખી તે જાણી. ટુંક મુદતમાં આટલો અભ્યાસ કર્યો, એ જાણી બહુજ ખુશી થયો છું. આવીજ રીતે તમારો અભ્યાસ હમેશાં ચાલ્લુ રાખશો તો થોડા વખતની અંદર અંગ્રેજીનું સારૂ ગ્નાન પ્રાપ્ત થશે ગુજરાતી ભાષાને માટે પણ તમે જે પુસ્તક પસંદ કર્યું છે તે પણ બહુજ ઉત્તમ છે. હરેક માણસનું વલણ કેવું છે તે તેમનાં વાંચવાનાં પુસ્તકોપરથી જણાઈ આવે છે. તમે આવું નીતિ યુક્ત પુસ્તક ગ્રહણ કર્યું, તેથીજ મારી ખાત્રી થઇ છે કે ત- મારૂં વલણ નીતિ તરફ બહુ છે. ભાઇ રતનસિંહના અ- ભ્યાસથી પણ સંતોષ થયો છે. તમારા જેવા સદ્ગુણી અને સમજુ પુત્રો ઇશ્વરે મને આપ્યા તેથી તેનો ખરા અંતઃકરણથી ઉપકાર માનું છું. અને માગુછું કે ઇશ્વર પુત્ર આપે તો સદાય આવાજ આપજો. તમે હીરકોરી ધોતી જોટો એક તથા ટોપી નંગ ૨ બે મંગાવી તે આગબોટ "હિંદુ" માં રવાના કરી છે. હું આવતા ગુરૂવારને દિવસે સાંજના પાંચ બજે નામદાર ઝાંઝીબારના સુલતાનની આ- ગબોટ "અકોલા" માં બેશી ઝંગબાર તરફ રવાના થઇશ. માટે હવેથી મારા કાગલો ઝંગબાર મોકલવાનું શરૂ કરવું. ઝંગબારમાં ઘણુંકરીને બે મહિના સુધી રહેવાનું થશે. ત્યાંનો હિસાબ તપાસ્યા બાદ પરબારે કચ્છ આવવા વિચાર છે, ચિ૦ રતનસિંહ તથા ધનાંબાઇને બોલાવશો. આપણાં સગાં વહાલાં તથા હેતુ પ્રિતુ સર્વેને મારા યથા ઘટીત ક- હેશો. મારી તરફની કશી ચિંતા ફિકર રાખશો માં. સં- વત ૧૯૪૭ ના પોશ વદ ૨ વાર ભોમે.

---

## સ્ત્રીએ પોતાના ધણીને કાગળ લખવાની રીત.

સ્વસ્તિ શ્રી માંડવી બંદર મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે પરોપકારી, પરમ દયાળ, વિવેક સાગર, સર્વ ગુણ સંપન્ન, સદગુણ નિધાન, સર્વે શુભોપમા લાયક, બિરાજમાન, પ્રાણાધાર, પ્રાણવલ્લભ, પ્રિય પતિ શ્રીપ કૃપાશંકર પ્રાણશંકર એતાન શ્રી ભુજનગરથી લી૦ આજ્ઞાંકિત, ગર્ભિરજ, દર્શનાતુર દાશી જયાકુંવર મણીશંકરના પ્રમાણ ફુરસદની વખતે સ્વીકારશોજી. વિશેષ અત્રે શ્રી પરમાત્મા મહાન પ્રભુની કૃપાથી સૌ છોકરાં તથા હું ખુશી આનંદમાં છીએ. પ્રાણવલ્લભ ! આપની ખુશાલીનો પત્ર આજ લાંબી મુદત થયાં બીલકુલ નથી, તેથી આપની ગરીબ દાશી ફુરસદની વખતે લખવાની અરજ કરે છે. ઘણા કામ કાજને લીધે આપથી પત્ર નહિ લખાણો હોય; પણ તેમ થવાથી આપની દાશીની દિલગીરિમાં વધારો થાય છે સ્વામી વિના સ્ત્રીની સ્થિતિ કેવી થાય છે તે આપથી અજાણ્યું નથી; એટલે વધારે લખી કંટાળો આપવા માગતી નથી. આપણી પાડોશમાંનાં જાત્રા કરવા માટે ગોકુળ મથુરાં તરફ ગઇ કાલે રવાને થયાં છે. તેથી ઘર એકલું થઇ રહેતાં એક માણુસ રાખવાની જરૂર છે. તેને માટે તજવીજ કરતાં એક વૃદ્ધ બાઇ નામે મોંઘીબા કોરી ૧૫ પંદરના પગારથી રહેવા ખુશી બતાવે છે, તે દિવસે ઘરનું પરચુરણ કામ કરશે તથા રાતે સૂવા આવશે, તેમ તે બાઇની સ્થીતિ બહુજ ગરીબ છે, આપની મરજી હોય તો તેને રાખું. પતિની રજા સિવાય કોઇ કામની આગેવાની ન કરવી એ મારો પહેલો નિયમ છે. માટે તે બાબત મરજી મુજબ હુકમ ફરમાવશો. ચિ૦ મગન હમેશાં નિશાળે

જાય છે. તેની વર્ષિક પરીક્ષા થઇ તેમાં તે ગુજરાતી ત્રીજા ધોરણમાં પહેલે નંબરે પાસ થયો છે. હવે થોડા દિવસ પછી ઉપલા ધોરણમાં ચડશે. તેને ઘરે હિસાબ તથ બીજી બાબતો મારી શક્તિ મુજબ શીખવું છું. એટલે હાલ ખાનગી શિક્ષક રાખવાની જરૂર નથી. તેમ મને પણ બહુ કામ નથી. પડોશનાં બૈરાં પાસે બેશી પારકી કુથલી કરવા કરતાં અભ્યાસ કરાવવાનું મને બહુ ગમે છે. આમ કરવાથી શિક્ષકના પગારનો બચાવ થાય છે એટલુંજ નહીં; પણ મારો પોતાનો અભ્યાસ પાકો થવાની સાથે વખત ગાળવાનું ઠીક પડે છે. ગઇ કાલે ઘર ખર્ચનો હિસાબ કર્યો તો આ વર્ષમાં એકંદર ખર્ચ કોરી ૭૦૫ાા સાતસો ને સાડી પાંચ કોરીનું થયું, તે આપને જાણવા સારૂ લખી વિદિત કરૂં છું આપનું પધારવું ઘર તરફ ક્યારે થશે, તે જણાવી દાશોને હર્ષીત કરશો. મારી પ્રિય સખી દેવકોર વખતો વખત મારી પાસે આવી મારા ખાનગી અભ્યાસમાં સારી મદદ કરે છે. હાલ એજ વિનંતી સંવત ૧૯૪૭ ના પોશ વદ ૨ વાર ભોગે.

લી૦ આજ્ઞાંકિત દર્શનાતુર દાશી

**જયાકુંવર મણીશંકરના પ્રણામ સ્વીકારશો.**

---

## ઉપલા કાગળનો જવાબ.

( ધણીએ સ્ત્રીને કાગળ લખવાની રીત. )

સ્વરિત શ્રી ભુજ નગર મહાસુભસ્થાને સર્વે શુભોપમા લાયક પરમ પ્રિય, પ્રાણવલ્લભા, પ્રાણ પ્યારી શ્રીપ જયા કુંવર વિ. મણીશંકર એતાન શ્રી માંડવી બંદરથી લી૦ હરઘડી યાદ કરનાર કૃપાશંકર પ્રાણશંકરના ઘટારત વાંચશો

તમારો પત્ર ગઈ કાલે પોશ વિદ ૨ ને વાર ભોમનો લ-
ખેલો સાંજના ચાર બજે આવ્યો તે વાંચી અત્યંત હર્ષિત
થયો છું. તમારા જેવી સર્વ ગુણ સંપન્ન સ્ત્રી મને પરમે-
શ્વરે આપી તેથી તો આનંદમાં વિશેષ વધારો થાય છે. ઇ-
શ્વરે સ્ત્રી પુરૂષનું એક એક જોડું બનાવેલું છે. તે જોડા-
નો યોગ્ય મેળાપ થાય તો આ દુનિયાના જીવતરનું સાર્થક
થઇ, કુસંપ અને દુરાચરણનો તમામ નાશ થાય. ઘણે ઠે-
કાણે ધણી ધણીઆણી વચ્ચે લડાલડી તથા કજીઆ થતાં
જોવામાં આવે છે, તેનું મૂળ આપણા ઘરથી દૂર રહ્યું છે.
એના કરતાં વિશેષ આનંદ બીજો કયો છે? મોંઘી બાઇને
નોકર રાખવા લખ્યું; તે પૂછ્યા વગર રાખી લીધીહોત
તો કાંઇ હરકત નહોતી, કારણ કે મને ખાત્રી છે કે મા-
રા ગજા કરતાં તમે વધારે ખર્ચ કરો તેમ નથી. આપણા
ઘરના વાર્ષિક ખર્ચનો આંકડો ઘણોજ કમતી જોઈ, ત-
મારી કરકસર કરવાની રીતથી મને બહુ સંતોષ થયો છે.
"સો સફર અને એક કસર" એ કહેવત જાણે તમે
પાસેજ લખી રાખી હોયની! તેમ જણાય છે. ચિ૦ મ-
ગનનો અભ્યાસ આટલી ટુંક મુદતમાં બહુજ વધ્યો છે;
તેનું કારણ તમારી મેહનત સિવાય બીજું કાંઇ નથી.
તમારા ઉત્તમ જ્ઞાને તેની કુમળી બુદ્ધિપર જે સારી છાપ
પાડી છે તે હમેશાં કાયમ રહેવાની; તેની સાથે અભ્યાસનું
પહેલેથી પાકું મંડાણ થવાથી, આગળ જતાં વધારે અભ્યા-
સ કરવાનું બહુ સહેલું થઇ પડશે. મારે હવે અહીંઆં
એકાદ માસનું કામ છે. તે પુરૂં થયા પછી તરત તમારી
તરફ આવવા રવાને થઇશ. આપણાં પાડોશી તથા સગાં
વહાલાં જે સંભારે તેને મારા યથા ઘટીત કહેશો. ચિ૦

ગગનને બોલાવશો. સંવત ૧૯૪૭ ના પોશ વિદ ૫ ને વાર શુક્ર.

લી. કૃપાશંકર પ્રાણશંકરના ઘટારત.

---

### માઠી ખબરનો કાગળ લખવાની રીત. (૧)

સ્વસ્તિ શ્રી અંજાર ગહા શુભસ્થાને સર્વે શુભોપગા લાયક પુજ ભાઈ શ્રીપ કાનજી ગકનજી એતાન શ્રી ભુજ નગરથી લી૰ ભાઈ કુંવરજી ગકનજીના રાગ રામ વાંચજો બીજું લખવા કારણ એછે જે છોરૂ ગંગાબાઈ કુંવરજી માગસર વિદ ૬ ને ગુરૂ વારને દિવસે સાંજના પાંચ બજે રામ શરણ થઈ છે. એ ઘણી માઠી વાત થઈ છે, પણ તેનો શો ઉપાય ! માણસ ઉપર જે દુઃખ પડે તે ભગવત ઉપર વિશ્વાસ રાખી સહન કરવું જોઈએ. બીજો ઉપાય આપણા હાથમાં નથી સંવત ૧૯૪૭ ના માગસર વિદ ૭ વાર શુક્રે.

---

### માઠી ખબરનો કાગળ.

( મેલો ) લખવાની રીત. ( ૨ )

સ્વસ્તિ શ્રી માંડવીબંદર મહાશુભસ્થાને પુજ્યારાધ્યે સર્વે શુભોપમા યોગ્ય શા૰ શ્રીપ ગકનજી ગાવજી એતાન શ્રી અંજારથી લી૰ શા૰ પાનાચંદ રતનસિંહના જુહાર વાંચશો. જત બીજું લખવા કારણ એછે જે અમારા માતુશ્રી ગૌરીબા માગસર વિદ ૮ ને વાર ગરેઉનાં રાગ શરણ થયાં છે. તેનું કારજ પોશ સુદ ૪ ને વાર બુધેનું તથા આગરી પોશ સુદ ૩ ને વાર ભોગની છે તે ઉપર આવજો. સંવત ૧૯૪૭ માગસર વિદ ૧૧ વાર સોમે.

## કંકોત્રી.

સ્વસ્તિ શ્રી માંડવી બંદર મહાશુભસ્થાને પુન્યા-રાધ્યે સર્વે શુભોપમા લાયક બીરાજમાન શેઠ શ્રીપ કાનજી મકનજીની ચિરંજીવી સદા ઘણી હોજો એતાન શ્રી લખ-પત બંદરથી લી૦ ઠા૦ ગાવજી દેવજીના રામ રામ વાંચ-જો. વિશેષ લખવા કારણુ એ છે જે ચિ૦ ગંગાબાઈનાં શુભ લગ્ન માગસર વદ ૧૧ ને વાર ભોમેનાં નિરધાર્યાં છે. તેના માંડવાનું મુહુરત માગસર વદ ૭ ને વાર શુક્રેનું છે. તે ઉપર સગાં વહાલાં હેતુ મિતુ સર્વેને તેડી વહેલા પધારશો. તમો આવેથી મંડપની શોભામાં અધિક વધારો થશે એજ વિનંતી. સંવત ૧૯૪૭ ના માગસર વદ ૧ વાર બુધે.

---

## ભલામણનો કાગળ લખવાની રીત.

સ્વસ્તિશ્રી રાપર મહા શુભસ્થાને સર્વે શુભોપમા જોગ શા૦ શ્રીપ પાનાચંદ રતનસિંહની ચિરંજીવી ઘણી હોજો. ચરણુના શ્રી અંજારથી લી૦ ઠા૦ દેવજી કાનજીના જુહાર વાંચજો જત બીજું લખવા કારણુ એ છે જે અત્રેથી શા. દેવચંદ કુશળચંદ તમારી તરફ આવેલ છે તેઓ બહુજ સદ્‌ગુણી, મોટા વેપારી અને અમારી ગાઢી પિછાનવાળા માણુસ છે. માટે તમો તેમની ખાત્રી બરદાસ રાખશો. તેમજ તેઓ અનાજ વિગેરેની ખરીદી માટે આવેલ છે. તેઓ વાગડ ભૂમિના અજાણ્યા છે. જેથી તેમને ખરીદી વગેરેના કામમાં પણુ બનતી મદદ કરશો તથા તેઓ ખ-રીદી માટે હુંડી લાવ્યા છે તે ઉપરાંત કોરી ખપે તો અમારે ખાતે માંડીને કોરી ૫૦૦૦ પાંચ હજાર સુધી આપજો. વળતો પત્ર કામકાજ લખતા રહેશો. જોઈતું કા-

કરતું ગંગાત્રશો. સંવત ૧૯૪૭ના માગસર વદિ ૬ વાર ગરેઉ.

## અંગાઉ ખત લખવાની રીત. (૧)

સંવત ૧૯૪૭ ના વર્ષે માગસર વદિ ૧૪ દિને ધ-નીક નામ ચોધરી રામજી પુંજા, સુત કાના તથા પેથા તથા ભોજા રામજીઆણીનાં લેણું પારસાત ઉધારણીક નામ શા૦ રામજી દેવજી સુત પ્રેમચંદ તથા ગલાલચંદ તથા વીરચંદ દેવજીઆણી પાસે જતો રાશાઈ કોરી ૯૦૦ અ-ખરે નવસો પુરી લેણી, તેનું બ્યાજ માસ એકે શત એકે પ્રત ટકા ાાા લેખે, વાધંતી લેણી, અંગ ઉધારે લેણી દેશ પરદેશે લેણી, રાજક દૈવક થાય તો ધણી ાા સારા ઠામ ઠેકાણામાંથી લેણી. એકા ધણી ધુણીધર પાસેથી લેણી જે વારે ધણી માગે તે વારે બ્યાજ સીતે ધરે એઠે આપવી સહી. એ લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી. વાંસે શ્રી નવીનાળ રહેછે.

| અત્ર. | મતું. | તત્ર. | સાખ. |
|---|---|---|---|
| શા૦ રામજી દેવજીનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. દ૦ પોતાના. | | ૧ શ્રી સુરજની. | સાખ. |
| | | ૧ સંઘવી પ્રેમચંદ મોણસીની સાખ ધણી બે હજુર. દ૦ પોતે. | |
| | | ૧ દોશી પુરશોત્તમ નાનચંદની સાખ ધણી બે હજુર. દ૦ પોતે. | |
| | | ૧ લ૦ મહેતા ગલાદેવ કાનજી આ ખત ધણી બે હજુર નવીનાળ મધ્યે લખ્યુ છે. | |

## અંગાઉ ખત લખવાની રીત. (૨)

સંવત ૧૯૪૭ ના વર્ષે માગસર વદિ ૧૪ દિને ગામ શ્રી મુંદ્રા બંદર મધ્યે ધનીક નામ શા૦ કાનજી માવજીનાં લેણાં પારસાત ઉધારણીક નામ ગામશ્રી કપાયાના શા૦ વેરશી માલશી પાસે જેનો રાજાઈ કોરી ૩૦૫ આખરે ત્રણસો પાંચ પુરી લેણી તેનું વ્યાજ માસ એકે, શત એકે, પ્રત ટકા ૧ એક લેખે. વાધંતી લેણી, અંગ ઉધારે લેણી, દેશ પરદેશે લેણી રાજક દૈવક થાય તો ધણીના સારા ઠામ ઠેકાણામાંથી લેણી એકા ધણી ધુનીગર પાસેથી લેણી ઇ કોરી દીધાની વીગત—

૩૦૨ કોરી ખતાં ધણીએ પોતાના દીકરા પાનાચંદના વીવાહકારે રોકડી દીધી છે.

૧॥ સ્ટામ ખર્ચની.

૧॥ આ ખતની લખામણીની.

---

૩૦૫ એણી રીતે કોરી ત્રણસો પાંચ પહોંચ થઈ છે. તે જે વારે ધનીકનો ધણી માગે તે વારે ચડયા વ્યાજ સીખે ઘર બેઠે આપવી સહી. આ ખત ખતા ધણીએ રજા રાજીએ તથા અકલ હુશિયારીએ અને શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી.

આંક. મતું. તત્ર. સાખ.

શા. વેરસિંહ માલસિંહનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દ૦ પોતાના.

૧ શ્રી સૂરજની સાખ.

૧ શા૦ પાનાચંદ પ્રેમજીની સાખ ધણી બે હજુર દ૦ પોતાના.

૧ પંડયા પુરૂષોત્તમ નવીનચંદ્રની સાખ ધણી બે હ-

જુર દ૦ પોતે.
૧ લ. મહેતા મોહનલાલ પ્ર-
ણશંકર. આ ખત ધણી
એ હજુર મુંદ્રા મધ્યે
માંડયું છે.

---

## ગરાસનું ચિતઠામ ખત લખવાની રીત.

સવંત ૧૯૪૭ ના વર્ષે માગસર વિદ ૦)) દિને મુંદ્રા મધ્યે ધનીક નામ શા. પાનાચંદ રતનસિંહનાં લેણાં પા-રસાત ભિધારણીક નામ મુંદ્રાના સોઢા રામજી દેવા સુત હરભમ તથા નથુજી તથા મુળજી રામજી પાસે જતો રા-સાઈ કોરી ૮૦૦ અખરે આઠશો પુરી લેણી તેનું વ્યાજ માસ એકે સત એકે પ્રત ટકા ૦ાા અર્ધો લેખે ચડે છે થોકડે માસ ૧ એકની કોરી ૪ ચાર વ્યાજની ચડે છે તે વાધંતી લેણી તે મધ્યે ઠામ ખેતર ખંડ એક નામે પા-સાડો ગામ શ્રી બારોઈથી દખણાદી સીમે ભોમ પ્રમાણ આશરે ૧ એકનું છે તે નાણાં ધણીને ચિત ઘરણે માંડી દીધું છે તેના શેડાની વિગત.

ઉગમણે શેડે ખારી ગીડી જવાનો રાજ માર્ગ છે.

દખણાદે શેડે ખારી પડતર જમીન ગૌચર પડેલી છે.

પશ્ચિમ શેડે છેલો આવેલો છે.

ઉત્તરાદે શેડે શા. ખેતસિંહ માવજીનું ખેતર નામે બં-ધારૂં જે હાલ શા. પૂનરાજ મુલજી ખેડે છે તે આવેલું છે.

એ રીતે ખેતર શેડા ચારે સહીત વાગ, ખુટા, ઘડા ચાસ ભોગ ભાગ લિ છ બાબ ખુબ અઢારે હબુબ ગુઠ પ્રા-રચ પડી આખડી હાલ ચાલ તથા પડેતર સુદ્ધાંત ચિત ઘરેણે માંડી દીધું છે તેની કોરી દીધાની વિગત.

૬૦૦ ઇ હાગ આ ગતાં ધણીએ કોરી ૬૦૦ અખરે
છસોગાંશા૦ પાલણુ વેરસિંહ પાસેથી વટાંતર લીધું
તેને આપવા સારૂ રોકડી લીધી.

૧૯૫ આ ગતાં ધણીએ રોકડી લીધી.

૪ સ્ટાંપ ખર્ચની.

૧ આ ખતની લખામણીની.

૮૦૦ એણી રીતે કોરી ૮૦૦ આઠસો લીધી તેનું આ
ખત માંડી દીધું છે ને આ કોરીનું વ્યાજ માસ બારે ચ-
ડ્યા ચડ્યું ગતાં ધણી ચુકવી આપે અને આ કોરી સર્વે
ધનકોનો ધણી જે વારે માગે તે વારે તેજ વખતે ચડ્યા
વ્યાજ સહીત ગતાં ધણી ઘર બેઠે ચુકવી આપે તેમાં ગતાં
ધણી કશી તરેહ ઉજર કે ઢીલ કરે નહિ ને ચડ્યા ચડ્યું
વ્યાજ દેતાં તથા ધનીકનો ધણી ઉપર લખી કોરી માગે
તે વારે આપતાં ગતાં ધણી ઢીલકે લાંડ્યું કરે તો આમાં
લખ્યું હાગ ધનીકનો ધણી તે પાસેથી લઇ વટાંતર ખેડે
ખેડાવે ખાત અથવા બીજા પૂર્વે તેને આપે તેમાં ગતાં
ધણી કશી તરેહ ઉજર કરે નહિ ધનીકનો ધણી હાગ વ-
ટાંતર ભોગવે ત્યારે ઇ હાગ બહાને બાંધા બંધાવે તથા છ-
બર ખણાવે તેની તથા નાની મોટી હરેક જાતની ખરખ-
રાજાત થાય તથા રાખણી દેવણી પડે તે સર્વે ઇ હાગ ઉપ-
ર મંડાય જ્યારે ગતાં ધણી ખેતર વછોડાવવા આવે ત્યારે
ઉપર લખી કોરી ૮૦૦ આઠસો આ ખતના મુદ્દલની ત-
થા એ ખેતર સ્વાધીનમાં લીધા અગાઉનું જેટલું વ્યાજ
ચડ્યું હોય તે તથા એ ખેતર ઉપર ધનીકના ધણીએ જે
ખર ખરાજાત કરેલ હોય તે સર્વે લેખા હિસાબે થાય તે-
ટલા દોકડા દે ત્યારે એ ખેતર કાળે શેડે વછુટે એ હાગ

બાને કોઇ દરદાવો, ધુતફતૂર, કિલકાવલ કરે તો તેને આ મતાં ધણી તથા તેના વંશ વારસ ઘરેથી જવાબ કરે આ ખત મતાં ધણીએ મુંદ્રા મધ્યે પોતે પાસે બેશી રાજી ખુશી અક્કલ હુશીઆરી તથા શુદ્ધ બુદ્ધીશી માંડી દીધું છે એ લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી.

| અત્ર. મતું. | અત્ર. સાખ. |
| --- | --- |
| સોઢા રામજી દેવાજીનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દા૦ માંણે બોડીદાશ રામજી ના ધણીના કહેવાથી. | ૧ શ્રી સૂરજની સાખ. |
| | ૧ શા૦ પાલણ વેરસિંહની સાખ ધણી બે હજુર દા૦ પોતાના. |
| | ૧ શા. ગોવિંદજી માવજીની સાખ ધણી બે હજુર દ૦ પોતાના. |
| | ૧ લ. ભારમલ પેથા આ ખત ધણી બે હજુર મુંદ્રા મધ્યે લખ્યું છે. |

## જગ્યાનું ચિતઠામ ખત લખવાની રીત.

સંવત ૧૯૪૭ ના વર્ષે માગસર વદિ ૦)) દિને મુંદ્રા મધ્યે ધનીક નામ શા. પાનાચંદ રતનસિંહનાં લેણાં પાર સાત ઉધારણીક નામ મુંદ્રાના સોની મૂળજી કાનજી પાસે જતો રાસાઈ કોરી ૧૨૦૦ અખરે બારસો પૂરી લેણી તેનું વ્યાજ માસ એકે શત એકે પ્રત ટકા ०॥ અર્ધ લેખે ચડે છે. ચોકડે માસ ૧ એકની કોરી ૬ છ ચડે છે. તે વાધંતી લેણી તે મધ્યે ખોરડું ૧ એક ઓરડા ચાર ઓસરી સોત આથમણે બારણે છે તેની ઓસરી બે જુદી જુદી છે તથા

ખોરડાને સામે ડેલા બે ઉગમણી મુવાડે છે તે તથા ફ-
ળીઆમાં એક દાળીયું એક ઉત્તરાદી મુવાડે છે તે સોત
સર્વે એ ખોરડાં હદ મજુદ હાલ ચાલ ચોક ચોગાન સ-
હીત ચિત ધરણે માંડી દીધું છે. એ ખોરડું મુંદ્રા બંદર
મધ્યે દખણાદા ભાગમાં મોટું ફળીઉં કહેવાય છે તે મધ્યે
છે તેની દિશોની વિગત.

ઊગમણી કોરે ઠા. દ્વારકાંદાસ કેશવજીના ખોરડાનું આં-
ગણું છે તેમાં એ ખોરડાના ચારે ઓરડાની પછીતનાં
નેવાંનું પાણી પડે છે તે પછીતમાં બારી ૨ બે તથા
વાબારાં ૪ ચાર છે.

દખણાદિ કોરે રાજ માર્ગ છે તેમાં એ ખોરડાના ઓ-
રડા તથા ડેલાના કરા આવેલા છે તે કરામાં બારી ૨ બે છે.

આથમણી કોરે રાવળી શેરી આવેલી છે તેમાં ડેલાની
પછીતનું પાણી પડે છે.

ઉત્તરાદિ કોરે શા. ભીમસિંહ નાથાનાં ખોરડાં આવેલાં
છે તેનાં ખોરડાંના કરા સાથે આ ખોરડાનો કરો ગજમું છે.

એણી રીતે ખોરડું દિશા ચાર બંધ હદ મજુદ
ચોક ચોગાન હાલ ચાલ શીખે ડેલી બંધ ચિત ધરણે
માંડી દીધું છે આ ખતની કોરી દીધાની વિગત.

૧૧૦૦ કોરી એ ઠામ ઉપર શા. કાનજી માવજી મા-
ગતા હતા તેને દેવા સારૂ રોકડી લીધી.

૯૨ કોરી ઠા. કિલ્યાણજી રામજી ખાતાની માગતા
હતા તેને દેવા સારૂ ગતાં ધણીએ રોકડી લીધી.

૬ કોરી સ્ટામ્પ ખર્ચની.

૨ કોરી આ ખતની લખામણીની.

---

૧૨૦૦ એ રીતે કોરી ૧૨૦૦ આખર બારસો મતાં

ધણીને પહોંચ થઈ તેનું આ ખત માંડી દીધું છે તેનું બ્યાજ મતાં ધણી દર મહિને ઘર બેઠે ચડયા ચડયું મૂકવી આપે તે બ્યાજ દેતાં મતાં ધણી ઢીલ કે ઉજર કરે અને બ્યાજ માસ બારનું નાણાં ધણીનું ચડી જાય અથવા નાણા ધણી બધા પૈસા માગે એ આપતાં મતાં ધણી ઢીલ કરે તો ઉપર લખ્યું ખોરડું નાણા ધણી પોતાના સ્વાધીનમાં લઈ ઘાસ ધરણે ભોગવે અથવા પૂરવે તેને ભાડે આપે. જ્યારે એ ખોરડું મતાં ધણી વછોડાવવા આવે ત્યારે કોરી ૧૨૦૦ અખરે બારસો મુદ્દલની તથા સ્વાધીનમાં કરવા સૂધીનું બ્યાજ લેણું હોય તે તથા એ ખોરડાં સબંધી ખર ખરાજાત નાની મોટી જે કાંઈ નાણા ધણીએ કીધેલી હોય તે સર્વે લેખા હિસાબે મતાં ધણી આપે ત્યારે એ ખોરડું વછુટે એ ખોરડાના દસ્તાવેજની વિગત.

એ ખોરડા બાબતનું મૂળ ખત એક કોરી ૮૦૦ અખરે આઠસોનું અઘાટનું આ મતાં ધણીના વડીલોના નામનું સંવત ૧૯૩૫ ના જેઠ સુદ ૨ ની મિતીનું દા. લધા ખીમજીનાં મતાનું ધણી પાસે હતું તે આ નાણાં ધણીને હવાલે કર્યું.

એ રીતે દસ્તાવેજ સોંપેલ છે તે મતાં ધણી એ ખોરડું વછોડાવે ત્યારે ધનીકનો ધણી દસ્તાવેજ હવાલે કરે. એ ખોરડા બાબત કોઈ દર દાવો, ચબચોચો, તૂત ફિતૂર, કિલ કાવલ કરે અથવા કોઈ નાતું ગોતું લેણું લેખું કાઢી આવે તેનો મતાં ધણી ઘરેથી જવાબ કરે નાણાં ધણીનાં દોકડા અજર ન જોખમ્યા એ ખોરડામાંથી તથા મત ધણીના સારા ઠામ ઠેકાણામાંથી પહેલા લેણા છે આ ખત મતાં ધણીએ પાસે બેશી રાજી ખુશી અક્કલ હુશિયારી

તથા શુદ્ધ બુદ્ધિથી ગાંડી દીધું છે એ લખ્યુ બાપના બોલ સુતે પાળવું સહી.

| અત્ર. મતું. | અત્ર સાખ. |
| --- | --- |
| સોની મૂલજી કાનજીનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દા૦ શા. દેવરાજ મૂળજીના ધણીના કહેવાથી. | ૧ શ્રી સૂરજની સાખ.<br>૧ શા. કાનજી ગાવજીની સાખ ધણી બે હજુર દા૦ પોતાના.<br>૧ ઠા. કલ્યાણજી રામજીની સાખ ધણી બે હજુર દા૦ પોતાના.<br>૧ લી. કોઠારી લાલજી ડોસાભાઈ આ ખત ધણી બે હજુર મુંદ્રા બંદર મધ્યે લખ્યું છે. |

## ગરાસ વટાંતર માંડવાનું ખત લખવાની રીત.

સંવત ૧૯૪૭ ના વર્ષે માગસર વદિ ૦)) દિને ગામ શ્રી મુંદ્રા બંદર મધ્યે ધનીક નામ ઠા. મનજી ખીમજીનાં લેણાં પારસાત ઉધારણીક નામ મુંદ્રાના ખોજા ગનજી ફકલાણી પાસે જતો રાસાઈ કોરી ૧૫૦૦ અખરે પંદરસો પુરી લેણી તે મધ્યે વાડી ઠામ એક નામે ગીઠી આશરે ભોમ માગ્નાં ૧॥ દોઢની, નવાણુ એક કોશ ૨ બેની છે. ઇ વાડી ગામ શ્રી મુંદ્રાની આથમણી દિશાએ આવેલી છે તે ચોખી વટાંતર ગાંડી દીધી છે. તેના શેઢા ચારની વીગત.

ઇ વાડીની ઉગમણી કોરે ખોજા કાનજી ગામદની વાડી આવેલી છે.

ઈ વાડીની દખણાદિ કોરે મુંદરેથી ભુજપર જવાનો રાજ માર્ગ જાય છે.

ઇ વાડીની આથમણી કોરે કેવળી નદી આવેલી છે. ઈ વાડીની ઉત્તરાદિ કોરે ખોજા આડત કાસુની વાડી આવેલી છે.

એણી રીતે ચારે શેડા બંધ વાગ, ખુટાં, ધડાચાસ, ભોગ ભાગ, લિછ, લાલ ખુલ અઢારે હમુલ સુદ્ધાંત ગુઠ, પ્રારચ, પડી આખડી શીએ ચોખી વઢાંતર માંડી દીધી છે. તે કોરીનું વ્યાજ નહિં ને ઇ વાડીનો ઘાસ (સુખડી) નહિ. આ ખતની કોરી દીધાની વિગત.

૧૦૦૦ કોરી ઇ વાડી પ્રથમ મુંદરાના શા. નાગજી નાનચંદને ચિત્તધરેણે માંડી દીધી હતી તેને આપવા સારૂ મતાં ધણીએ આજરોજ રોકડી લીધી.

૪૯૨ કોરી મતાં ધણીને આજરોજ રોકડી આપી.

૭॥ કોરી સ્ટામ્પ ખર્ચની.

૨॥ કોરી આ ખતની લખામણીની.

---

૧૫૦૦ જુમલે કોરી ૧૫૦૦ અખરે પંદરસો મતાં ધણીને પહોંચ થઈ તેનું આ ખત માંડી દીધું છે. આ વાડીના દસ્તાવેજની વિગત.

* ખત ૧ એક આ મતાં ધણીના વડીલના નામનું શા વેરસિંહ ખીમજીના મતાનું સંવત ૧૯૧૭ના મહા વિદ ૧૪ ની મીતિનું અઘાટનું. તે મતાં ધણીએ નાણાં ધણીને આજ રોજ આપ્યું છે.

આ વાડી ઉપરે રાવળી દેવળી હરકોઈ બાબત ખપત ખરાજાત થાય તે સર્વે ઈ દામ ઉપર મંડાય તથા એ વાડી મધ્યે આંબા, જાંબુ, જાંમફળ ધનીકનો ધણી વાવે તે ફળીત થાય તો દેશા રીતે ધર્મ પુત્ર જણુ ૪ કહે તે દીધે દામ વછુટે ઈ દામની બંધી વરસ ૧૫ પંદરની કરી છે તે બંધી ભરાણા પછી મૂળ દોકડા તથા ખર

ખરાજાત લેખા હિસાબે સર્વે એકંદર દીધે ઠામ ઠાજે શેડે વછુટે ત્યાં સુધી ઈ વાડી ધનીકનો ધણી ખેડે ખેડાવે ખાય અથવા પુરવે તેને ખેડવા આપે તેમાં મતાં ધણીને લેવા દેવા નથી. ઈ ઠામ બાને બીજો કોઈ દરદાવો, ચબ ચોચો, તુત ફિતુર. કિલ કાવલ કરે તો તેને આ મતાં ધણી વંશ વારસ પુત્ર પુત્રાદિક ઘરેથી જવાબ કરે. ઈ ઠામ મધ્યે ગ-રાશીઆનો બાબ સુખડીમાં ગણી માપું, જમણુ, ઢળામ-ણી, પુળો પથારો, બાબ બુગ અઢારે અખુગની માસ ૧૨ બાર વરસ ૧ એકની કોરી ૧ એક લેખે ધનીકનો ધણી મતાં ધણીને ઘરે બેઠે આપે તે મતાં ધણી લે, બાકી મ-તાં ધણી ઈ ઠામને શેડે ચડે નહિ. આ ખત મતાં ધણી-એ મુંદ્રા મધ્યે પાસે બેસી રજા રાજીપે, અકકલ હુશિયા-રી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે. એ લખ્યું બાપ-ના બોલ સુતે પાળવું સહી.

અત્ર. મતુ.

ખોજા મનજી ફકલાણીનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. દ૦ શા. લખું મેઘ-જીના ધણીના કેવાથી.

અત્ર. સાખ.

૧ શ્રી સૂરજની સાખ.

૧ શા. નાગજી નાનચંદની સા-ખ ધણી બે હજુર દ૦ પો-તાના.

૧ શા. પ્રેમજી માવજીની સા-ખ ધણી બે હજુર દ૦ પો-તાના.

૧ લ૦ માં૦ આશકરણ બેં-ગાર. આ ખત મુંદ્રા મધ્યે ધણી બે હજુર લખ્યું છે.

## જગ્યા ઘાસ ઘરેણે માંડવાનું ખત લખવાની રીત.

સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૨ દિને ગામ શ્રી મુંદ્રા બંદર મધ્યે ધનીક નામ શા. ખોડીદાસ અમરચંદનાં લેણાં. પારસાત ઉધારણીક નામ મુંદ્રાના ઠા. કોરશી માધવજી પાસે જતો રાસાઈ કોરી ૧૯૦૦ અખરે અઢારસો પુરી લેણી તે મધ્યે ખોરડું ૧ બે ઓરડા, એક ઓશરી, એક રાંધણીયું. એક ડેલો આંગણા તથા વાડા શીંખે ડેલી બંધ, ઉત્તરાદે બારણેનું ઘાસ ઘરેણે માંડી દીધું છે. એ ખોરડાની દિશુંની વિગત.

એ ખોરડાની મોવડ તથા બારણું તથા અગીતનાં નેવાં ઉત્તરાદિ કોરે પોતાના આંગણામાં પડે છે. અને ડેલીનાં નેવાં તેની ચાલની શેરીમાં પડે છે.

એ ખોરડાનો કરો એક ઉગમણી કોરના રાજ માર્ગમાં પડે છે. તે કરામાં જાળી ૩ ત્રણ તથા વા બારાં ૨બે છે.

એ ખોરડાની પછીત તથા પછીતનાં નેવાં દખણાદિ કોરે શા. દામજી રામજીના આંગણામાં પડે છે તે પછીતમાં જાળી ૨ બે તથા વા બારાં ૩ ત્રણ તથા ખાળ ૧ એક છે.

એ ખોરડાની આથમણી કોરનો કરો ૧ એક ઠા. દેવજી ભોજાના ખોરડાના કરાની સાથે મજમું છે.

એણી રીતે એ ખોરડું દિશા ચાર બંધ હદ મજુદ ચોક ચોગાન હાલ ચાલ શીખે ઘાસ ઘરેણે માંડી દીધું છે. એ કોરીનું વ્યાજ નહિ ને ઘરનો ઘાસ ( ભાડું ) નહીં. એ ખોરડું નાણાં ધણી પોતે ભોગવે અથવા પુરવે તેને ભાડે આપે અથવા ઈ ઘર બીજે ઠેકાણે આડઘરેણે મૂકી દોકડા ઉપાડે તેનો વહીવટ નાણાં ધણી ખાય તેમાં મતાં ધણીનું કશી વાતે ઉજર ચાલે નહિ. તેની બંધી વરસ ૧૦

દશની કરી છે હવેથી એ ખોરડું જાણે ને નાણું ધણી જા-
ણે. એ ખોરડા બાબત પડયા આખડયાની નાની મોટી ત-
થા નળીયાં વળીયાંની તથા ચળામણીની તથા ચુના ચેટ
વગેરેની જે કાંઇ ઝીણી મોટી ખરાજાત થાય તે સર્વે ઈ
ખોરડાં ઉપર મંડાય અને બંધી ભરાણા પછી કોરી ૧૮૦૦
અખરે અઢારસો આ ખતની મુદલ તથા ખર ખરાજાત
જે થઈ હોય તે લેખા હિસાબે એકંદર દોકડા દીધે એ ખો-
રડું વછૂટે. એ ખોરડું મતાં ધણીના કહેવાગાં છે કે અ-
મારા વડીલનું ગોખરૂ ખોવારેલ છે તેથી મતાં ધણી પાસે
દસ્તાવેજ છે નહિ. આ ખતની કોરી દીધાની વિગત.

૧૦૦૦ કોરી આ ખોરડા ઉપર શા. નાગજી પાનાચંદ માગતા હતા. તેને આપવા સારૂ મતાં ધણીએ રોકડી લીધી.

૭૮૯ કોરી રોકડી લીધી.

૯ સ્ટામ્પ ખર્ચની.

૨ કોરી આ ખતની લખામણીની.

---

૧૮૦૦ એણી રીતે એકંદર કોરી ૧૮૦૦ અખરે અ-
ઢારસો મતાં ધણીને પહોંચ થઈ તેનું આ ખત માંડી દી-
ધું છે એ ખોરડા બાબત કોઈ દર દાવો, ચબ ચોચો, તુ-
ત ફિતુંર, કિલ કાવલ કરે અથવા કોઈ નાનું મોટું લેણું લેખું
કાઢી આવે તેને મતાં ધણી પોતે પોતાને ઘેરથી જવાબ
કરે. આ ખત મુંદ્રા મધ્યે મતાં ધણીએ પાસે બેશી રજા
રાજીપે અક્કલ હુશિઆરી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું
છે તે લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી.

| અત્ર. | મતુ. | તત્ર. | સાખ. |
|---|---|---|---|
| ઠા. કોરશી માધવજીનું | મતુ ૧ | શ્રી સૂરજની | સાખ. |

ઉપર લખ્યા પ્રમાણે સહી દ૦ પોતાના.

૧ શા. નાગજી પાનાચંદની સાખ ધણી બે હજુર દ૦ પોતાના.

૧ સોની મુળજી અમરસિંહની સાખ ધણી બે હજુર દ૦ ખુદ.

૧ લ૦ શા. ડોસાભાઈ રતનસિંહ આ ખત મુદ્રા મધ્યે ધણી બે હજુર લખ્યું છે. દ૦ પોતાના.

**વજે વળતીઆ ઠામનું ખત લખવાની રીત.**

સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૨ દિને ગામ શ્રી ભદ્રેસર મધ્યે ધનીક નામ દા૦ પુંજા કાનજીના લેણા. પારસાત ઉધારણીક નામ હાલા અજાજી બાવાજી પાસે જતો રાસાઈ કોરી ૯૦૦ અખરે નવસો પુરી લેણી તે મધ્યે ખેતર ૧ એક નામે પડધરીવાળું ભોમ પ્રાજાં ૧ાા દોઢ આશરેનું તે વજે વળતીએ માંડી આપ્યું છે. તેના શેડા ચારની વિગત—

આથમણે શેડે શા. આશારીઆ વેરશીનું ખેતર નામે મોદો છે જે હાલ શા. મેઘણ નથુ પાસે વટાંતર છે તે આવેલું છે.

દખણાદે શેડે ભદ્રેસર જવાનો રાજમાર્ગ છે.

ઉગમણે શેડે હજામ ઈલીઆસ મામદાણીનું ખેતર જે પહેલાં શા. મોણશી ખીમરાજ ખેડતો હતો તે આવેલું છે.

ઉત્તરાદે શેડે ગૌચર જમીન પડેલી છે.

એણી રીતે શેડા ચારે બંધ શુદ્ધ પ્રોરચ, પડી આ-

ખડી સર્વે વજે વળતીએ કરી આપી છે એ ખેતરની ઉ-
પજ ચરો આર, ભોગ ભાગ, લાગ લગમ, તળોટ વળોઠ,
પલ્લી પાન, હાજોરી તથા કામદારી, અઢારે હક્ષુબ જે કાંઈ
આવે તે નાણાં ધણી સંભાળી લઈ આ ખતમાં જમા
કરે. જ્યારે નાણાં ધણીને આ ખતના દોકડા પહોંચી જાય
ત્યારે ધનીકનો ધણી મતાં ધણીને કાળે શેડે ઈ ઠામ હ-
વાલે કરે ઈ ઠામની ઉપજમાંથી મતાં ધણી એક દોકડો પણ
લઈ શકે નહિ. ઈ ખેતર ઉપર ધનીકનો ધણી છબર ખ-
ણાવે અથવા બાંધો બંધાવે તેનું જે ખર્ચ થાય તે ઈ
ખેતર ઉપર મંડાય નહિ. તે ખર્ચ ધનીકનો ધણી પોતાની
ગાંઠનું કરે. આ ખતની કોરી આપ્યાની વિગત.

૮૯૪ કોરી પ્રથમ બ્યાજુ લેણું કોરી ૫૯૬ અખરે
પાંચસો છનુનું હતું તેની દોઢી કોરી ૮૯૪ અ-
ખરે આઠસો ચોરાણું થઈ તે.

૪॥ કોરી સ્ટામ્પ ખર્ચની.

૧॥ આ ખતની લખામણની.

૯૦૦ એ રીતે જુમલે કોરી ૯૦૦ અખરે ન[illegible] [illegible]તાં
ધણીને પહોંચ થઈ તેનું આ ખત લખી આપ્યુ છે. ઈ
ઠામ બાને કોઈ દર દાવો, તુત ફિતુર, કિલ કાવલ, ચબ
ચોચો કરે અથવા કોઈ નાનું મોટું લેણું લેખું કાઢી આવે તેને
મતાં ધણી પુત્ર પુત્રાદિક વંશ વારસ પોતે પોતાને ઘરેથી
જવાજ કરે. આ ખત મતાં ધણીએ ભદ્રેસર મધ્યે પાસે
બેસી રાજી ખુશી, રજા રાજીપે, અક્કલ હુશિયારી તથા
શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે લખ્યું બાપના બોલ
સુતે પાળવું સહી વાંસે ગામ શ્રી ભદ્રેસર રહે છે.

| અત્ર. | મતું. | તત્ર. | સાખ. |
|---|---|---|---|
| ઝાલા અજાજી બાવાજીનું મતુ. | | ૧ શ્રી મૂરજની | સાખ. |

ઉપર લખ્યા પ્રમાણે સહી દ. દા. કાનજી અખૈના ધણીના કહેવાથી.

૧ હાલા મેરામણજી ખં-ડુંજીની સાખ ધણી બે હજુર દ૦ ખુદ.

૧ દા૦ ગાંગજી અમર-સિંહની સાખ ધણી બે હજુર દ૦ પોતાના.

૧ લ૦ શા૦ પ્રેમચંદ પા-નાચંદ આ ખત ધણી બે હજુર. ભદ્રેસર મ-ધ્યે માંડયું છે.

---

## પુળા છુટનું ખત લખવાની રીત.

સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૨ દિને ગામ શ્રી પત્રી મધ્યે ધનીક નામ શા. વેરશી આશારીઆનાં લેણાં પારસાત ઉધારણીક નામ પરમાર લાખાજી હરીસંગજી પાસે જતો રાસાઈ કોરી ૧૮૦૦ અખરે અઢારસો પુરી લેણી તે મધ્યે વાડી એક નામે પાધરવાળી, નવાણુ એક કોશ બેની, આશરે ભોમ પ્રાજાં ૧ાા દોઢની વરસ ૧૨ બારની બંધીએ પુળાછુટ ભોગવવા માંડી આપી છે. ઈ વાડી ગામ શ્રી પત્રીની આથમણી કોરે આવેલી છે તેના શેડાની વિગત.

આથમણે શેડે હાલા ભોજરાજજી કુંભાજીવાળી વાડી જે હાલ શા. વેરસિંહ દેવસિંહ ખેડે છે તે આવેલી છે.

ઉત્તરાદે શેડે લુવાર ડોસા ખેતાણીનું ખેતર નામે મોરો આવેલો છે.

ઉગમણે શેડે ગામના પાધરના વથાણનો પટ પડેલો છે

દખણાદે શેડે હજામ ઈબ્રામ ઈશાણીનું ખેતર જે હ-
મણાં શા. ખેતસિંહ મૂળજી ખેડે છે તે આવેલું છે.

એણી રીતે ઉપર લખી વાડી શેડા ચારે સુદ્ધાંત ગુ-
હ પ્રોરચ ઘડા ચાસ, પડી આખડી હદ મજુદ નાણાં
ધણીને હવાલે કરી છે ઈ વાડીની ઉપજ ચરોચાર, ભોગ
ભાગ, લાગ લગમ, તળોટ વળોટ, પક્ષી પાન, ઝોળી
ઝાંપો, હાજેરી તથા કામદારી અઢારે હકુબ જે કાંઈ આવે
તે નાણાં ધણી સંભાળી લે. ઓછી અદકી ઉપજ જેવી
આવે તેવી નાણાં ધણીની છે. વર્ષ ૧૨ બાર પુરાં થએ
ઈવાડી નાણાં ધણીએ મતાં ધણીને હવાલે કરવી; ને આ
ખતનાં નાણાં ધનીકના ધણીને પહોંચ્યાં ગણાશે છેલ્લું
વર્ષ પુરૂં થએ ધનીકના ધણીએ આ ખત વાળી આપી
ઈ વાડી મતાં ધણીને કાળે શેડે હવાલે કરવી. આ ખતની
કોરી દીધાની વીગત—

૧૫૦૦ કોરી પ્રથમ લેણું કોરી ૧૨૦૦ અખરે બાર-
સોનું હતું તેની વ્યાજ સહિત કોરી ૧૫૦૦
અખરે પંદરસે થઈ તે.

૨૮૯ કોરી મતાં ધણીએ આજ રોજે રેજે નામું ચુ-
કવવા સારૂ રોકડી લીધી.

૯ કોરી સ્ટામ્પ ખર્ચની.

૨ કોરી આ ખતની લખામણીની.

---

૧૮૦૦ એણી રીતે જુમલે કોરી ૧૮૦૦ અખરે અ-
ઢારસો મતાં ધણીને હવાલે કરી તેનું આ ખત માંડી દીધું
છે. ને તેમાં નાણાં ધણીએ ઉપર લખી વાડી વર્ષ ૧૨
બારની અવધ ઠરાવી સોંપી છે. તે મુદત પુરી થયા પછી
આ લેણાં બાબત અબરામ કુલ ન દાવા, ન લેણા છે.

ચોખું પુળા છુટ ઠરાવી દામ સોપ્યું છે. આ દામ બાબત કોઇ દર દાવો, ચબ ચોચો, કિલ કાવલ, તુત કિતુર કરે અથવા કોઈ નાનું મોટું લેણું લેખું કાઢી આવે તેને આ મતાં ધણી પુત્ર પુત્રાદિક વંશ વારસ પોતે પોતાને ઘરેથી જવાબ કરે. આ ખત મતાં ધણીએ પત્રી મધ્યે પાસે બેશી અક્કલ હુશિયારી, રજા રાજીપે તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે બાપના બોલ સુતે પાળવું સહી. વાંસે શ્રી ગામ પત્રી મધ્યે રહે છે.

| અત્ર. મતું. | તત્ર સાખ. |
|---|---|
| પરમાર લાખાજી હરીસંગજીનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દ૦ ઠા૦ ચાંપસિંહ ખીમજીના ધણીના કેવાથી. | ૧ શ્રી સૂરજની સાખ. |
| | ૧ હાલા પુંજાજી દેવાજીની સાખ ધણી બે હજુર દ૦ પોતાના. |
| | ૧ ઠા૦ કચરા કાનજીની સાખ ધણી બે હજુર દા૦ પોતાના |
| | ૧ લ૦ શા૦ દેવચંદ મૂળચંદ આ ખત પત્રી મધ્યે ધણી બે હજુર લખ્યું છે. |

---

## જગ્યાનું અઘાટ ખત લખવાની રીત.

સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૨ દિને ગામ શ્રી મુંદ્રા મધ્યે ધનીક નામ જોશી સુંદરજી કૃષ્ણજીનાં લેણાં પારસાત ઉધારણીક નામ મુંદરાના સોની ઉંમરસિંહ ખેતસિંહ પાસે જતો રાસાઈ કોરી ૨૪૦૦ અખરે ચોવીશસો પુરી લેણી તે મધ્યે ખોરડુ ૧ એક ડેલી બંધ ઉગમણે બારણેનું, બે ઓરડા, એક ઓસરી, એક રાંધણીયું, આં-

ગણ્યા તથા વાડા સીખે અઘાટ હમીરાવાર માંડી આપ્યું છે. એ ખોરડું મુંદ્રા મધ્યે ગાંધી શેરી પાસે આવેલું છે. આ ખોરડાની ભરપની વિગત.

૧ ખોરડાની ભરપ બે ઓરડા, ઓસરી તથા રાંધણી આ સીખે.

૩૬ ઉગમણુ આથમણુ ગજ ૧૮ અઢાર.

૩૦ ઉત્તર દક્ષિણુ ગજ ૧૫ પંદર.

---

૬૬ એ રીતે ગજ ૬૬ છાસઠ થયા તે ક્ષેત્રફળની ભરપે ગજ થયા તે સર્વે સુતારીઆ છે.

૨ આંગણુાની ભરપ.

૨૦ ઉગમણુ આથમણુ ગજ ૧૦ દશ.

૩૦ ઉત્તર દક્ષિણુ ગજ ૧૫ પંદર.

---

૫૦ એ રીતે ગજ ૫૦ પચાસ થયા તેના ક્ષેત્રફળની ભરપે ગજ થયા તે ભરપે સર્વે સુતારીઆ છે.

૩ વાડાની ભરપ.

૧૬ ઉગમણુ આથમણુ ગજ ૮ આઠ.

૩૦ ઉત્તર દક્ષિણુ ગજ ૧૫ પંદર.

---

૪૬ એ રીતે ગજ ૪૬ છેતાલીશ થયા તેના ક્ષેત્રફળની રીતે ગજ થયા તે ભરપે સર્વે સુતારીઆ છે.

એણી રીતે જુમલે ગજ ૧૬૨ અંકે એકસો બાસઠ ગજ થયા તેના ક્ષેત્રફળની રીતે ગજ થયા તે સર્વે સુતારીઆ છે. એ જાએગાની દિશુંની વિગત.

એ જગ્યાની મોવડ તથા બારણું તથા અગીતનાં નેવાં ઉગમણાં એ જગ્યાના આંગણામાં પડે છે. તે ડેલીની આગલી તરફ આ ઘરના હાલ ચાલતી ફળીઆ શેરી

આવેલી છે.

એ જગ્યાનો ઉત્તરાદો કરો તથા તેને લગતી આંગણા-
ની ઉત્તરાદિ ભિંત સરાર તેની આંગત છે. તે રાજ
માર્ગમાં પડે છે. તે કરામાં જાળી ૨ બે તથા મોંય
ખાળ ૧ એક છે.

એ જગ્યાની પછીત તથા પછીતનાં નેવાં આથમણી
કોરે સોની દેવચંદ રતનસિંહના આંગણામાં પડે છે.
તે પછીતમાં વાબારાં ૨ બે તથા ખાળ ૧ એક છે.

એ જગ્યાનો કરો એક તથા આંગણાની ભીંત દખ-
ણાદિ કોરની ખત્રી જેઠા મુળજીની જગ્યાના કરા તથા
ભીંતથી મજમું છે.

એણી રીતે ઉપર લખ્યું ખોરડું દિશા ચાર બંધ
હદ મજુદ. ચોક ચોગાન, હાલ ચાલ, સનદ છાપા, સીખે
અઘાટ હમીરાવાર, આગોબારી, ચંદ્ર સૂરજ લગી આ ગ-
તાં ધણીએ નાણાં ધણીને માંડી દીધું છે. હવેથી એ ખો-
રડું ડેલી બંધ જાણે અને આ નાણાં ધણી જાણે. હવેથી
એ ખોરડા ડેલી બંધ ઉપર આ નાણાં ધણી ખરાજાત તથા
અંબારત કરે તેમાં આ મતાં ધણીને લેવા દેવા નથી. ચો-
ખા અભરામ ન દાવા, ન લેણાં છે. એ ખોરડા બાબતના
દસ્તાવેજ મતાં ધણી પાસે હતા તે આ નાણાં ધણીને હ-
વાલે કીધા છે તેની વિગત.

૧ ખત એક અઘાટનું સંવત ૧૯૩૮ ના ભાદરવા સુ.
૬ ૯ ની મીતિનું આ મતાં ધણીના વડીલના ના-
મનું ઠા. ઘેલા દેવજીના મતાનું.

૧ છાપો એક મહારાઓ શ્રી રાયધણજીની વારનો સં-
વત ૧૮૩૫ ના જેઠ સુદ ૩ ની મીતિનો મૂળ

મતાં ધણીના વડીલના નામનો.

એ રીતે ઉપર લખ્યા દસ્તાવેજ ઉપર લખ્યા ખોરડા બાબતના આ નાણાં ધણીને હવાલે કીધા છે. આ ખતની કોરી દીધાની વીગત.

૧૦૦૦ કોરી એ ખોરડા ઉપર સોની ગાંગજી હીરજીની લેણી હતી તેને તે કોરી મતાં ધણીની મારફતે ચુકાવી તેનું ખત લઈ આ ધનીકના ધણીને સોંપ્યુ છે.

૧૩૮૬ કોરી મતાં ધણીએ આજરોજ રોકડી લીધી.

૧૨ કોરી સ્ટામ્પ ખર્ચની.

૨ કોરી આ ખતની લખામણીની.

૨૪૦૦ એણી રીતે કોરી ૨૪૦૦ અખરે ચોવીશસો મતાં ધણીને પહોંચ થઈ તેથી મતાં ધણીએ પાસે બેશી રાજી ખુશી, રજા રાજીપે, અક્કલ હુશિઆરી તથા શુદ્ધ બુદ્ધિથી આ ખત લખી આપ્યું છે આ ખોરડાં બાબત હવેથી કોઈ દરદાવો, ચગ ચોચો, તુત ફિતુર તથા કિલ કાવલ કરે તથા કોઈ તે ખોરડા ઉપર નાનું મોટું લેણું લેખું કાઢી આવે તેને આ મતાં ધણી પુત્ર પુત્રાદિક વંશ વારસ ઘરેથી જવાબ કરે. એ લખ્યું બાપનાબોલ સુતે પાળવું સહી.

| અત્ર. મતું. | તત્ર. સાખ. |
|---|---|
| સોની ઉમરસિંહ ખેતસિંહનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દ૦ પોતાના. | ૧ શ્રી સૂરજની સાખ. |
| | ૧ સોની ગાંગજી હીરજીની સાખ ધણી બે હજુર દ૦ પોતાના. |
| | ૧ સોની ભીમજી મનજીની સાખ ધણી બે હજુર દ. પોતાના. |

૧ લ૦ મહેતા નારણલાલ જ-
ગજીવન આ ખત મુંદ્રા મધ્યે
ધણી બે હજુર લખ્યું છે.

---

## ગરાશનું અઘાટ ખત લખવાની રીત.

સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૨ દિને ગામ શ્રી બારોઈ મધ્યે ધનીક નામ શા૦ આશારીઆ ખેતલાણીનાં લેણાં પારસાત ઉધારણીક નામ હાલા હમીરજી હરીસંગજી પાસે જતો રાસાઈ કોરી ૧૨૦૦ આખરે બારસો પુરી લેણી તે મધ્યે ખેતર ખંડ ૧ નામે થઈ. ભોમ પ્રાજાં ૧ાા દોઢ આશરેનું અઘાટ હમીરાવાર માંડી દીધું છે. તેના શે-ડાની વિગત—

ખેતર એક નામે કટકી જે શા. પુનશી મોણશી ખેડે છે તે ખેતરથી આ ખેતર ઉગમણે શેડે છે.
ખેતર એક નામે દેવાસરીવાળું જે શા૦ ગાલા દેવશી પાસે અઘાટ છે તે ખેતરથી આ ખેતર ઉત્તરાદે શેડે છે.
શા. મૂળજી પુનરાજના ખેતરથી આ ખેતર આથમણે શેડે છે.

ગામ શ્રી બારોઈથી મુંદરે જવાના રાજમાર્ગની દખ-ણાદિ કોરે આ ખેતર આવેલું છે.

એ રીતે શેડા ચાર બંધ વાગ, ખુટાં ધડા ચાસ, ભોગ ભાગ, તળોટ વળોટ, લીછ, ઢળામણી, માંગણી, પુ-રો પથારો, વણ વેડા, ઝાડ બીડ, બાબ ખુલ અઢારે હબુ-બ તથા ગુઢ પ્રોરચ, પાઈ લઈ છેલ્લો રાંગો, હાલ ચાલ, હદ મજુદ પડી આખડી સુદ્ધાંત ચંદ્ર સૂરજ લગી અઘાટ હમીરાવાર, કરી માંડી આપ્યું છે. તે માંડયા પ્રમાણે ધની-કનો ધણી ચોખું અઘાટ હમીરાવાર ખાય તેમાં મતા ધ-

ણીનુ કશી વાતે ઉજર ચાલે નહીં. આ ખતની કોરી આ-પ્યાની વીગત—

૮૦૦ કોરી ઈ ઠામ પ્રથમ શા૦ વેરસિંહ હરગણાંણી પાસે વટાંતર હતું તે પાસેથી આટ ધનીકના ધ-ણીને આદે આંક છેડા છુટ આવેલ તે વટાંતરના મૂળ ખત તથા બાંધાની ખરાજાત સાથે કોરી ૮૦૦ અખરે આઠસો આજ દિન સુધી થઈ તેને આપવા સારૂ મતાં ધણીએ રોકડી લીધી.

૨૭૫ કોરી પ્રથમ મતાં ધણીએ કોરી ૨૦૦ અખરે બસો બ્યાજુ લીધી હતી. તે તથા તેના બ્યાજની કોરી ૭૫ અખરે પચોતેર ગળી એકંદર કોરી ૨૭૫ બસો પચોતેર થઈ તે.

૧૧૭ કોરી મતાં ધણીએ આજ રોજ રોકડી લીધી.

૬ કોરી સ્ટામ્પ ખર્ચની,

૨ કોરી આ ખતની લખામણીની.

---

૧૨૦૦ એણી રીતે જુમલે કોરી ૧૨૦૦ અખરે બાર-સો મતાં ધણીને પહોંચ થઈ તેમાં ઉપર લખ્યું ઠામ અ-ઘાટ હમીરાવાર માંડી આપ્યું છે. અભરામ નદાવા ન લેણા છે. હવેથી ઈ ખેતર જાણે ને ધનીકનો ધણી જાણે. તે માંડયા પ્રમાણે ધનીકનો ધણી ખાય તેમાં મતાં ધણીને લે-વા દેવા નથી. ઈ ખેતર ગામ શ્રી બારોઈથીં આથમણી કોરે આવેલું છે ઈ ખેતર બાબત કોઈ દર દાવો, તુત ફિ-તુર, કિલ કાવલ, અબચોચો કરે અથવા કોઈ નાનું મોટું લેણું લેખું કાઢી આવે તેને મતાં ધણી પુત્ર પુત્રાદિક વં-શ વારસ પોતે પોતાને ઘરેથી જવાબ કરે. આ ખત મતાં ધણીએ પાસે બેશી રજા રાજીપે અક્કલ હુંશિયારી તથા

શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે લખ્યું બાબના બોલસુ-
તે પાળવું સહી. વાંસે ગામ શ્રી બારોઇ મધ્યે રહે છે.

| અત્ર. મતું. | તત્ર. સાખ. |
| --- | --- |
| હાલા હમીરજી હરીસંગજી મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દ૦ પોતાના. | ૧ શ્રી સૂરજની સાખ. |
| | ૧ શા. વેરસિંહ હરગણુંણી-ની સાખ ધણી બે હજુ-ર. દ૦ પોતાના. |
| | ૧ જોશી ગોવંદજી વલભજીની સાખ ધણી બે હજુર દ૦ પોતાના. |
| | ૧ લ૦ મહેતા નારણજી કહા-નજી આ ખત બારોઈ મ-ધ્યે ધણીબેહજુરલખ્યું છે. |

---

## કોઠાલું ખત લખવાની રીત.

સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ શુદ ૩ દિને ગામ શ્રી મુંદ્રા મધ્યે ધનીક નામ
નાં લેણું પારસાત ઉધરાણીક ના ઠ૦ માવજી કહાનજી પા-
સે જતો રાશાઇ કોરી ૫૦૦ આખરે પાંચશો પુરી લેણી
તેનું વ્યાજ માસ એકે શત એકે પ્રત ટકા ૧ એક લેખે
ચડે છે. થોકડે માસ ૧ એકની કોરી પાંચ ચડે છે તે વા-
ધંતી લેણી, રાજક દૈવક થાય તો ધણીના સારા ઠામ ઠે-
કાણામાંથી લેણી એકાધણી ધુનીધર પાસેથી લેણી. જે વારે
ધણી માગે તે વારે વ્યાજ સીખે ઘરે બેઠે આપે સહી. આ
ખતની કોરી લીધાની વીગત--
૪૯૬ાા કોરી. મતાં ધણીએ પોતાના દીકરાનો વિવાહ
કરવા સારૂ રોકડી લીધી છે.

૨॥ સ્ટામ્પ ખર્ચની.

૧ કોરી આ ખતની લખામણીની.

૫૦૦ એણી રીતે જુમલે કોરી ૫૦૦ આખરે પાંચસો મતાં ધણીને પહોંચ થઈ તેનું આ ખત મતાં ધણીએ પાસે બેશી રજા રાજીપે, અક્કલ હુશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે બાપના બોલસુ તે પાળવું સહી વાંસે ગામ શ્રી મુંદ્રાબંદર મધ્યે રહે છે.

| અત્ર. મતું. | તત્ર. સાખ. |
|---|---|
| શા. અજા દેવશીનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. ૬૦ શા. મેઘજી ગણુસિંહના ધણીના કેવાથી. | ૧ શ્રી સૂરજની. સાખ |
| | ૧ શા. વેરસિંહ ખીમજીની સાખ ધણી બે હજુર ૬૦ શા. આશારીઆ ખેતશાણીના ધણીના કેવાથી. |
| | ૧ ઠ૦ ઘેલા પરશોતમની સાખ ધણી બે હજુર ૬૦ ઠ૦ પ્રેમજી માધવજીના ધણીના કહેવાથી. |
| | ૧ શા. પીતાંબર દેવસિંહની સાખ ધણી બે હજુર ૬૦ પોતે |
| | ૧ લ૦ દોશી પરશોતમ માણેકચંદ આ ખત મુંદ્રાબંદર મધ્યે ધણી બે હજુર લખ્યું છે. |

---

## આડા આંકનું ખત લખવાની રીત. [૧]

સંવત ૧૯૪૭ ના વર્ષે પોશ સુદ ૪ દિને ગામ શ્રી મુંદ્રા બંદર મધ્યે ઠ. રવજી દેવજીનાં લેણાં પારસાત ઉધા-

રણીક નામ શા. દેવચંદ ખોડીદાસ પાસે જતો રાસાઈ કોરી ૭૦૦ અખરે સાતસો પુરી લેણી તે મધ્યે ખેતર ખંડ ૧ એક નામે અજોરીયું ગામ શ્રી મુંદરાની આથમણી સીમનું અમારી પાસે શા. હરચંદ માલશીના મતાથી કોરી ૮૦૦ અખરે આઠસોમાં વટાંતર માંડેલ તે ઠામ આજ દિને ઉપર લખી કોરી ૭૦૦ અખરે સાતસોમાં આ ધનીકના ધણીને આડે—આંકે માંડી દીધું છે. આ ખેતરની દિશુંની વિગત મૂળ ખતમાં છે, તે ખત આ મતાંધણીએ ધનીકના ધણીને હવાલે કીધું છે. આ ખેતરમાં મૂળ મતાંદારના બાબની કોરી ૨૫ પચીશ દર વર્ષની છે તે નાણાં ધણી મૂળ મતાં ધણીને આપે. હવેથી એ ખેતર બાને અમારા વધારાનો હક્ક તથા તે ઠામની ખર ખરાજાત બાને અમારે લેવા દેવા નથી. અને આજ દીન સુધી તે ઠામ ઉપર જે ખર ખરાજાત થઈ તેનો આંકડો ધનીકના ધણીને સોંપ્યો છે. આ ખતની કોરી દીધાની વિગત—

- ૫૦૦ કોરી આ ઠામ ઉપર ઠ૦ પ્રેમજી પુરૂષોતમ માગતા હતા તેને આપવા સારૂં મતાંધણીએ રોકડી લીધા.
- ૧૯૫ાા કોરી રેજે નામાની ચૂકાવવા સારૂ મતાં ધણીએ રોકડી લીધી.
- ૩ાા કોરી સ્ટામ્પ ખર્ચની.
- ૧ કોરી આ ખતની લખામણીની.

---

૭૦૦ એણી રીતે જુમલે કોરી ૭૦૦ અખરે સાતસો મતાંધણીને પહોંચ થઈ તેનું આ ખત માંડી આપ્યું છે. હવેથી એ ખેતર બાને અમારા અભરામ નદાવા, ન લેણા છે. હવેથી મૂળ મતાંધણી જાણે ને આ ધનીકનો ધણી જાણે. તેમાં મારે લેવા દેવા નથી. મારા તરફથી કોઈ દર

દાવો, તુતફિતૂર, કિલકાવલ, ચખ ચોચો કરે તેને હું ઘર ધરાઊ જવાબ કરૂં. આ ખત ગતાંધણીએ પાસે બેશી રજા રાજીપે, અક્કલ હુશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે લખ્યું બાપના બોલસુ તે પાળવું સહી. વાંસે ગામ શ્રી મુંદ્રા બંદર મધ્યે રહે છે.

| અત્ર મતું | તત્ર સાખ. |
|---|---|
| શા. દેવચંદ ખોડીદાસનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દ. પોતાના. | ૧ શ્રી સૂરજની સાખ |
| | ૧ ઠ. પ્રેમજી પુરૂષોત્તમની.સાખ ધણી બે હજૂર દ. પોતના |
| | ૧ શા. ઘેલા માલશીની સાખ ધણી બે હજૂર દ. પોતે. |
| | ૧ લ. માં. વેણીરામ જાદવજી આ ખત મુંદ્રા બંદર મધ્યે ધણી બે હજૂર લખ્યું છે. |

---

## આડા આંકનું લખત લખવાની રીત.

લ. મુંદ્રા બંદરના રહેવાશી અધિકારી દયારામ આત્મારામ જત બીજું બારોઈના શા. નેમચંદ મોતીચંદ ઉપર અમારૂં લેણું ઠામસર તથા અંગાઊ છે તેની વિગત—

૧૦૦૦ કોરી ખેતર ઠામ ૨ બે ઉપર
૫૦૦ કોરી વાડી ઠામ ૧ એક ઉપર
૨૦૦ કોરી જગ્યા ઉપર
૪૦૦ કોરી અંગાઊ
―――
૨૧૦૦ એ રીતે કોરી ૨૧૦૦ અખરે બે હજાર એકસોનું લેણું છે. તે લેણાની કોરી આપ્યાની તથા ઉપર લખ્યાં ઠામોની દિશુંની વિગત ખતોમાં છે. તે લેણું તથા તે-

માં માંડેલી મિલકત શા૦ પાનાચંદ વેણીદાસને મારા તરફથી કોરી ૧૫૦૦ અખરે પંદરસો બદલ છેડા છુટ આડે આંકે માંડી આપી છે એવેથી ઉપર લખ્યા લેણા બાબત અમારે લેવા દેવા નથી તે ઠામ જાણે ને લેણું જાણે ને મૂળ મતાંદાર જાણે અમારે અભરામ ન દાવા, ન લેણા છે.
આ લખતની કોરી લીધાની વીગત.

૧૪૯૧ કોરી રોકડી લીધી છે.
૭ કોરી સ્ટામ્પ ખર્ચની.
૨ કોરી આ ખતની લખામણીની.
૧૫૦૦ એ રીતે કોરી ૧૫૦૦ અખરે પંદરસો પહોંચ થઇ તેનું આ આડા આંકનું લખત લખી આપ્યું છે. ઉપર લખ્યા લેણા બાબતનાં ખતો ધનીકના ધણીને હવાલે કર્યાં છે. હવેથી આ લેણા તથા ઠામ બાબત અમારે ગતે કોઇ દર દાવો, તુત ફિતુર, કિલ કાવલ, ચબ ચોચો કરે તેને અમે અમારે ઘરેથી જવાબ કરીએ. આ લખત મુંદ્રા બંદર મધ્યે રજા રાજીપે, અક્કલ હુંશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી.

અત્ર મતું

અધિકારી દયારામ આત્મારામનું મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી. દા. પોતાના.

તત્ર સાખ

૧ શ્રી સૂરજની સાખ
૧ શા. કાનજી મહાવજીની સાખ ધણી બે હજુર દા. પોતાના.
૧ ઠ૦ દેવજી માધવજીની સાખ ધણી બે હજુર દ. ખુદ.
૧ લ. શા. પ્રેમચંદ મોણશી, આ લખત મુંદ્રા બંદર મધ્યે ધણી બે હજુર લખ્યું છે.

## સુખડીનું લખત લખવાની રીત.

લ૦ મુંદ્રા બંદરના ખોજા જાનમહમદ રવજી જત બીજું અમે મુંદ્રા બંદરના શા. ખોડીદાસ ભીમસિંહ પાસેથી ખેતર એક નામે પધરોડો ગામ શ્રી મુંદ્રાની ઉગમણી સીમે આવેલું છે તે સુખડી બાંધી વરસ ૧૦ દશની બંધીએ ખેડવા લીધું છે. તેની સુખડી કોરી ૧૦૦ અખરે એકસો સકૂઈયા વરસ ૧ એકની ઠરાવી છે. તે સુખડી ચડયા ચડી માસ બારે આ ખેતરના મોલના ખળામાંથી દેવી ખારે મોરે શેડા રીતે સુખડી દેવી. ચડી સુખડી દેતાં ઉજર કે ઢીલ કરીએ તો ઠામ ધણી કહે તે વખતે મુકી આપીએ. જ્યારે મૂકી આપીએ ત્યારે સારવા પ્રાજે કોરી ૫ પાંચ તમારે અગને આપવી બાકી પોયરા બાબત અગારો દાવો નથી. બંધી પૂરી થએ આ ખેતર કાળે શેડે બિન ઉજરે સોંપી દઇએ સુખડી દેતાં ઉજર કરીએ તો બંધીનો પ્રતિબંધ નથી આ ખેતરના શેડાની વિગત.

ઉગમણી કોરે શા. મુળજી પુકરાજનું ખેતર નામે મોરો આવેલો છે.

ઉત્તરાદિ કોરે મુંદરેથી બાસેઇ જવાનો માર્ગ છે.

પશ્ચિમે ભોજક કસ્તુર ભગવાનજીવું ખેતર નાંમે પાધર વાળું આવેલું છે.

દખણાદિ કોરે છેલ્લો આવેલો છે.

એ રીતે ઇ ઠામ ચતુર દિશા બંધ લેઢવા કણબીની રીતે ખેડવા લીધું છે તેનું આ લખત મુંદ્રા બંદર ગઢ્યે પાસે બેશી રાજી ખુશી, અક્કલ હુશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે. તે લખ્યું બાપના બોઅ સુતે પાળવું સહી. સંવત ૧૯૪૭ ના પોશ સુદ ૫ વાર ગરેઉ.

| અસ. મતું. | તત્ર સાખ. |
|---|---|
| ખોજા જાનમહમદ રવજીનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. દ૦ પોતાના. | ૧ શ્રી સૂરજથી સાખ. |
| | ૧ ભોજક તારાચંદ રતનસિંહની સાખ ધણી બે હજુર દ૦ પોતાના. |
| | ૧ ખોજા મોલેદના સુમારની સાખ ધણી બે હજુર. દ૦ પોતાના. |
| | ૧ લ૦ દ૦ માવજી કહાનજી આ લખત મુંદ્રા મધ્યે ધણી બે હજુર લખ્યું છે. |

---

## ભોગીતા ઠામના ખેડુપાનું લખત લખવાની રીત.

લ૦ પ્રભના તુર્ક ઈબ્રાહીમ સુલતાન જત બીજું અમે મુંદ્રાના દ૦ વિશનજી મથુરદાસ પાસેથી તેમનું ખેતર એક નામે જંજ ભોમ પ્રાજા આશરે ૧ા સવાનું ભોગીતું ખેડવા લીધું છે. તેની પાંતીની વીગત—

સભોગામાં ઉપનીએ પાંતી ૨ બે ઠામ ધણીના ભોગની બાકી પાંતી ૩ ત્રણ અમારી, ઘોરી ભાગની.

એ રીતે એ ઠામ પંજાહુવે ભોગીતું ખેડવા લીધું છે તે અન્ન પત્રમાંથી ભોગ દેવો.

આ ઠામની બંધી વરસ ૫ પાંચની કરી છે. તે દરમિયાન ઠામ પોયરે ઉતારવું નહીં. પોયરે ઊતારી નાંખીએ તો બંધીનો પ્રતિબંધ નથી. દર વરસે ઠામ ધણી ખાતર પોતાને પૈસે ખરીદ કરી આપે, તે ખેતરમાં લઈ જ-

ો ગજુરી અમારે શિર રાખી છે. આ ઠામનું મોક્ષ
; એટલે ધણીની રજા લઈ અથવા ઓતીયારી લઈ વા-
તે નીવેડી તૈયાર કરી ભોગ ઉપરની સરતે ભરાવવો.
ભોગ ભરાણાથી પહેલાં અમારે ધાન્ય ચરામાંથી કાંઈ
ı લેવું નહિ. ભોગનું ધાન્ય તથા ચરો અમારે ખર્ચે ખે-
ધણીને ઘેર પહોંચાડી દેવો તેમાં કોઈ તરેહ ઊજર
ેા નહિ. એ રીતે ઉપર મુજબ સરત કરી લેઊવા કુ-
મીની રાંતે ઠામ ખેડવા લીધું છે. આ ઠામ મુંદ્રાની આ-
ાણી દિશાએ આવેલું છે. તેની ચતુર સીમા નીચે પ્રમાણે
ઉગમણી કોરે તુર્ક મહમદ ઇસ્માલનું ખેતર નામે બંધા-
રૂં આવેલું છે.

ઉત્તરાદિ કોરે ધ્રબ જવાનો ધોરી માર્ગ છે.

આથમણી કોરે શા. દેવસિંહ કોરસિંહની વાડી નામે
"મીઠી" આવેલી છે.

દખણાદિ કોરે ખારો પટ જોડ પડેલો છે.

એ રીતે શેડા ચારે સહીત ઉપરની સરતે ખેડવા લીધું
. તેનું આ લખત મુંદ્રા બંદર મધ્યે પાસે બેશી રાજી
ખુશી, અક્કલ હુશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું
. તે લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી. સંવત ૧૯૪૭
।। પોશ સુદ ૫ વાર ગરેઊ.

| મત્ર. | મતુ. | તત્ર. | સાખ. |
|---|---|---|---|
| તુર્ક ઈબ્રાહિમ સુલતાનું મતું | | ૧ શ્રી સૂરજની | સાખ |
| ઉપર લખ્યા પ્રમાણે સહી. | | ૧ શા. ખેતસિંહ દેવજીની સા- | |
| દ. દ. માવજી ખેતસિંહ ધ- | | ખ ધણી બે હજૂર દ. પોતે | |
| ણીના કહેવાથી. | | ૧ તુર્ક અલ્લી અબુની સાખ | |
| | | ધણી બે હજૂર દ. શા. | |

પાનાચંદ રતનસિંહ ધ-
ણીના કહેવાથી.
૧ લ. મહેતા કાનજી દેવશંકર
આ લખત મુંદ્રા બંદર મ-
ધ્યે ધણી બે હજુર લખ્યું છે

## ફારગતી લખવાની રીત. (૧)

લ૦ ભુજના શા. પ્રેમચંદ તથા માણેકચંદ ગલાબ-ચંદ જત બીજું અમારા પિતા હાલે ગુજરી ગયા છે. અમારા પિતાની હયાતી સુધી અમે બંને ભાઈ ભેળા હતા. હાલે અમે રાજી ખુશીથી વડીલોપાર્જીત તથા સ્વોપાર્જીત સ્થાવર અને જંગમ મિલકતની વહેંચણી કીધી છે. તેના ફાળાની વિગત નિચે પ્રમાણે.

૧ ભાઈ પ્રેમચંદ ગલાબચંદ ફાળે નિચે પ્રમાણે આવ્યું છે.

૧ રહેણાકનું ખોરડું ૧ એક જે ભુજ મધ્યે વા-ણિયાવાડના મોટા ડેલા પાસે આવેલું છે તે.

૧ વાડી ૧ એક ભીડના નાકા બહાર હમીરસર ત-ળાવની ઉત્તરાદિ તરફ આવેલી છે તે.

૧ ઘોડો જીવ ૧ એક તથા ભેંસ જીવ ૨ બે.

૧ ઘરેણાં કોરી ૯૫૦૦ અખરે નવ હજાર પાંચ-સોના તેની વિગત નિચે મુજબ.

૮૦૦૦ કોરીનાં સોનાનાં ઘરેણાં આશરે ગદી ૨૦૦ બસોનાં

૧૫૦૦ કોરીનાં રૂપાનાં ઘરેણાં આશરે ગદી ૭૦૦ સાતસોનાં.

૯૫૦૦

૧ કોરી ૪૦૦૦૦ ચાલીશ હજાર રોકડી.

૧ ભાઇ માણેકચંદ ગલાલચંદને ફાળે નીચે પ્રમાણે આવ્યું છે.

૧ ઘર ૧ એક મહાદેવના નાકા પાસે મહેતા પ્રાણ-
શંકર પ્રભુદાસની જોડાજોડ આવેલું છે તે.

૧ વાડી ૧ એક શહેર ભુજની દખણાદિ તરફ માળી
લધા મામદની વાડીની જોડાજોડ આથમણે શેઢે
આવેલી છે તે.

૧ ખેતર કટકા ૨ બે ગામ શ્રી માધાપરની ઉગમ-
ણી સીમે આવેલાં છે તે.

૧ બળદ જોડ ૧ એક જીવ ૨ બે.

૧ ઘરેણાં કોરી ૧૨૦૦૦ બાર હજારનાં તેની વીગત.

૧૧૦૦૦ કોરીનાં સોનાનાં ઘરેણાં આશરે ગદી
૨૭૫ બસો પચોતેરનાં.

૧૦૦૦ કોરીનાં રૂપાનાં ઘરેણાં આશરે ગદી
૫૦૦ પાંચસોનાં.

૧૨૦૦૦

૧ કોરી ૩૫૦૦૦ પાંત્રીશ હજાર રોકડી.

એ રીતે જણ ૨ બેને ફાળે આવી છે તે તેઓની
છે. હવેથી તેમાં એક બીજાનો કશી તરેહનો દર દાવો
નથી. સૌ પોત પોતાની આપ ખુદીથી તે મીલકતની પો-
તાને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરે. આ ફારગતી બંને
બાઈએ ભુજ મધ્યે પાસે બેશી રાજી ખુશી, અક્કલ હુશિ-
યારી તથા શુદ્ધ બુદ્ધિથી સંવત ૧૯૪૭ ના પોશ વદ ૨
ને રોજ લખી છે, તેમાં લખ્યા પ્રમાણે બાપના બોલ સુ-
તે પાળવા સહી.

અત્ર. મતું. ૧ અત્ર સાખ શ્રી સૂરજની.

શા૦ પ્રેમચંદ મલાલચંદનું મતું ઊપર લખ્યા પ્રમાણે સહી દ૦ પોતાના.

શા૦ માણેકચંદ ગલાલચંદનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દ૦ પોતાના.

૧ ઠ૦ કહાનજી માવજીની સાખ ઘાલી બે હજૂર દ૦ પોતાના.

૧ શા. માનસંગ કચરાની સાખ ઘાલી બે હજૂર દ૦ પોતાના.

૧ લ૦ શા૦ દેવચંદ ખો-ડીદાસ આ લખત ધણી બે હજૂર ભુજ મધે લખ્યું છે.

---

## ફારગતી લખ્યાની રીત [illegible]

લ૦ માંડવી બંદરના શા૦ [illegible] હીરાચંદ જત લીખું અમારા સાથે અંજાર [illegible] ઠ૦ [illegible] મોરારદાસનો સંવત ૧૯૦૧ ની સાલથી [illegible] સુધી ખાતાં વહેવાર ચાલતો હતો તેમાં [illegible] તેનો આજ રોજ હિસાબ કરતાં [illegible] અમારૂં લહેણું કોરી ૫૮૦૦ અક્ષરે પાંચ હજાર [illegible] આજ દિને ઠકર મજકુરના વારસ [illegible] પાસેથી પહોંચી છે. તેની આ ફારગતી લખી આપી છે. હવેથી ઠકર મજકુર તથા તેના વારસ સાથે કાંઈ લેણ લેવા દેવા નથી. અભરામ ન દાવા, ન લેણું છે. તેની આ કુલ ફારગતી માંડવી બંદર મધ્યે પાસે [illegible] ખુશી, અક્કલ હુશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપી છે. તે લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી. સંવત ૧૯૪૭ ના મહા સુદ ૮ વાર સોમે.

અત્ર. મતું. શા૦ લલુભાઈ લક્ષ્મીચંદનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દ૦ પોતાના.

૨ અત્ર સાખ શ્રી સુરજની

૧ ઠ૦ પ્રેમજી પારખ્યાની સાખ ધણી બે હજૂર દ૦ પોતાના.

૧ શા૦ ટેકચંદ નથુભાઈની સાખ ધણી બે હજૂર દ૦ પોતે.

૧ લ૦ શા૦ પાનાચંદ રતનસિંહ આ ફારગતી ધણી બે હજૂર લખી છે.

---

## તુલશી પત્રે આપવાનું લખત લખવાની રીત.

લ૦ મુંદ્રા બંદરના ઠ૦ શામજી નારણજી જત ખેતર ૧ એક નામે "આજોરીયું" ભોમ પ્રમાણ આશરે ૧ એકરનું ગામ શ્રી મુંદ્રા બંદરની ઉત્તરાદિ સીમે છે. તે ખેતર અમારા ગોર જેશી ખીમજી શામજીને તુલશી પત્રે શ્રી કૃષ્ણાર્પણ આપ્યું છે. તેના ખુંટ નીચે બતાવ્યા છે તેની વિગત.

ઉગમણી તરફ શા૦ માલસિંહ અરજણનું ખેતર નામે "પડી" આવેલું છે.

ઉત્તરાદિ કોરે શા૦ મેઘજી પ્રેમજીનું ખેતર નામે "ઢુઈ" આવેલું છે.

આથમણી તરફ કપાયેથી મુંદ્રે જવાનો માર્ગ છે.

દખણાદિ કોરે ગૌચર જમીન પડેલી છે.

એ રીતે શેઢા ચારે બંધ શુદ્ધ ઐારસ, પડી આખડી હાલ ચાલ હદ મજકુર તથા વાગ રાગ, ઘડા, ચાસ, લીટી,

બાબ ખુબ અઢારે હમુબ સુદ્ધાંત તુલશી પત્રે શ્રી કૃષ્ણાર્પણ આપ્યું છે. તે ખેતર જોશી મજકુર તથા તેના વંશ વારસ ખેડે, ખેડાવે, ખાય અથવા પુરવે તેને આપે તેમાં અમારો કશો અલાખો લાગે નહીં. તે અમે તથા અમારા વંશ વારસ પાળી આપીએ. આ ખેતર ગરાશીઆને મતે અમારી પાસે અધાટ છે તેનો દસ્તાવેજ જોશી મજકુરને હવાલે કર્યો છે. હવેથી ઈ ખેતર બાબત કોઇ દર દાવો, તુત ફ્તુિર, કિલ કાવલ, ચબ ચોચો કરે અથવા તે ઉપર કોઈ નાનું મોટું લેણું લેખું કાઢી આવે તેનો અમે ઘર ઘરાઊ જવાબ કરીએ. આ લખત મુદ્રા મધ્યે પાસે બેશી રાજી ખુશી, અક્કલ હુશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી સંવત ૧૯૪૭ ના મહા સુદ ૮ વાર સોમે.

અત્ર. મતું. ૧ અત્ર સાખ શ્રી સૂરજની

દ૦ શાગજી નારણજીનુ મતું ઉપર લખ્યા પ્રમાણે સહી દ૦ પોતે.

૧ દ૦ ભાણજી કુંવરજીની સાખ ઘણી બે હજૂર દ૦ પોતે.

૧ સોની ઉમરશિંહ પ્રાગજીની સાખ ઘણી બે હજૂર દ૦ પોતાના.

૧ લ૦ શા. પાનાચંદ રતનસિંહ આ લખત મુંદ્રા અંદર મધ્યે ઘણી બે હજૂર લખ્યું છે.

---

## દત્તક નામું લખવાની રીત.

લ૦ ભુજ નગરના શા. પ્રેમચંદ ઝવેરચંદ જત બીજું મારી ઉંમર વર્ષ ૯૦ નેવુંની થઈ. મારે પેટ પુત્ર સંતતી નથી. જેથી મને દત્ત પુત્ર લેવાની ઈચ્છા થતાં મારી સ્ત્રી-ની અનુમતિથી મારા ભાઈ માણેકચંદ ઝવેરચંદનો નાનો છોકરો નામે પાનાચંદ, જેની ઉંમર વર્ષ આઠની છે. તેને તેના પિતા માતાની સંમતિથી દત્તક લીધો છે. હવેથી આ છોકરો મારો દત્ત પુત્ર થયો. તે પોતાના પિતાની જગાએ મારૂં નામ ચલાવે. આજથી મારી વડીલોપાર્જીત તથા સ્વોપાર્જીત, વાડી વજીફા, ખેતર પાધર, ઘર વાડા, ખત પત્રો, ગાડી ઘોડા, ઢોર ઢાંખર, સામાન સતર, ઘરેણાં ગાંઠાં, લુગડાં લત્તાં, દાણા દોણી, તથા રોકડ સિલીક વગેરે જે કાંઈ સ્થાવર તથા જંગમ મિલકત હોય તેનો માલિક આ મારો દત્ત પુત્ર છે. મારી તમામ મિલકત ઉપર આ દત્ત પુત્ર સિવાય બીજા કોઈનો દર દાવો નથી. તે જીવતાં અમારૂં વડપણ પાળે ને સો વર્ષ પુરાં થએ ઉત્તર ક્રિઆ કરી સ્વર્ગ લોક પહોંચાડે આ દત્તક નામું હું મારી રાજી ખુશી, અક્કલ હુશિઆરી તથા શુદ્ધ બુદ્ધિથી લખી રાખું છઊં. અને મારે અભાવે મારા વારસને આપું છઊં. સંવત ૧૯૪૭ ના મહા સુદ ૮ વાર સોમે.

| | |
|---|---|
| અત્ર. મતું. | ૧ અત્ર સાખ શ્રી સુરજની |
| શા. પ્રેમચંદ ઝવેરચંદનું મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. દ૦ પોતાના. | ૧ ભોજક ભગવાનજી કુંવરજીની સાખ ધણી બે હજૂર દ૦ પોતે. |
| | ૧ શા. પાનાચંદ નથુભાઈની સાખ ધણી બે હ- |

જાૂર દ૦ પોતે.
૧ લ૦ મહેતા કહાનજી દે-
વશંકર આ દત્તક નામું
મુજબ મજકુર ધણી બે હ-
જાૂર લખ્યું છે.

---

## વસિયત નામું લખવાની રીત.

લ૦ ભુજના ઠા૦ પ્રાગજી પ્રેમજી જત અમારી અવસ્થા મોટી થઈ. મારે છોકરા ૨ બે છે જેમાંનો એક કહાનજી ઉંમર વર્ષ ૮ આઠનો તથા બીજો દેવજી વર્ષ ૧૦ દશનો છે આ દેહ ક્ષણભંગુર છે એમ જાણી, મારા છોકરાઓની ઉંમર નાની હોતાં મારી પાછળ મારી મિલકતનો ગેર ઉપયોગ ન થાય તથા બરાબર વહીવટ ચાલે તેટલા કારણથી મારા છોકરા ઉંમર લાયક થતાં સુધી મારી મિલકતનો વહીવટ કરવાને નીચે મુજબ વસિયત નામું લખી મુકું છું તે પ્રમાણે કરવું.

હાલ મારી નીચે મુજબ સ્થાવર તથા જંગમ મિલકત છે.

૪૦૦૦૦ અમારી રેહેણાકનાં ખોરડાં ભીડ પાસેની શેરીમાં આવેલાં છે તેની કિંમત આશરે કોરી ૪૦૦૦૦ ચાલીશ હજાર.

૧૦૦૦૦ વરંડી ૧ એક પાટવાડીના નાકા પાસે જમાદાર ફતેહ મહમદનાં ખોરડાંની ઉત્તરાદિ તરફ આવેલી છે તેની કિંમત આશરે કોરી ૧૦૦૦૦. દસ હજાર.

૫૦૦૦૦ વાડી નંગ ૫ પાંચ; જેમાંની એક ભુજની

ઉત્તરાદિ કોરે, બીજી ગામ શ્રી માધાપરની ઉગમણી કોરે, ત્રીજી ગામ શ્રી બદ્રેસરની આથમણી કોરે ચોથી ગામ શ્રી કેરાની દખણુદિ કોરે અને પાંચમી ગામ શ્રી જખૌની ઉગમણી કોરે આવેલી છે. એ રીતે વાડી ૫ પાંચ છે તેની એકંદર કિંમત આશરે કોરી ૫૦૦૦૦ પચાશ હજાર તે વાડીઓના દસ્તાવેજ મારા ખત લખવાના ચોપડામાં છે.

૬૦૦૦૦ ખેતરો ખંડ ૪૩ તેતાલીશ જે ગામ શ્રી ભુજ પતી, બદ્રેસર, લાખાપર, આડેસર, જખૌ અને આસંબિયાની શીમમાં આવેલાં છે તેની એકંદર કિંમત આશરે કોરી ૬૦૦૦૦ સાઠ હજાર. તે તમામ ખેતરોના દસ્તાવેજ મારા ખત લખવાના ચોપડામાં છે. તેમાં તેની વિગતવાર હકીકત છે.

૧૫૦૦૦ વખારો ૨ બે, તેમાંની એક ભુજ મધ્યે વાણીઆવાડની શેરીના મોઢા આગળ; તથા બીજી માંડવી બંદર મધ્યે મોટી બજારના મધ્ય ભાગમાં આવેલી છે તે બંનેની મળીને કિંમત આશરે કોરી ૧૫૦૦૦ પંદર હજાર.

૬૫૦૦૦ હેમનાં ઘરેણાં આશરે ગદી ૧૬૨૫ સોળસો પચીશનાં તેની કિંમત આશરે કોરી ૬૫૦૦૦ પાંસઠ હજાર તેની ઈલાયદી યાદ મારા ચાલતી સાલના ચોપડાને પાને ૧૨૬ મે છે.

૧૫૦૦૦ રૂપાનાં ઘરેણાં આશરે ગદી ૭૫૦૦ સાત હજાર પાંચસોનાં, તેની કિંમત આશરે કોરી

| | |
|---|---|
| | ૧૫૦૦૦ પંદર હજાર. |
| ૫૦૦૦ | ગાયો, ભેંસો તથા ઘોડા વગેરે છે. તેની કિંમત આશરે કોરી ૫૦૦૦ પાંચ હજાર. |
| ૫૦૦૦ | વાસણ કુસણ, લુગડાં લતાં વગેરે છે તેની કિંમત આશરે કોરી ૫૦૦૦ પાંચ હજાર. |
| ૫૦૦૦ | પરચુરણ સામાન. |
| ૨૦૦૦૦ | પ્રોમીસરી નોટ રૂ૦ ૫૦૦૦ પાંચ હજારની છે તેની રૂપિયા એકની કોરી ૪ ચાર લેખે કોરી ૨૦૦૦૦ વીશ હજાર. |
| ૨૫૦૦૦ | ઉઘરાણી તથા લહેણું આશરે કોરી ૨૫૦૦૦ પચીશ હજારનું. તેની વિગત મારી વખારના ચોપડામાં છે. |
| ૨૦૦૦૦૦ | વખાર ખાતે રોકડી મારી વખારના ચોપડા મુજબ. |
| ૫૧૫૦૦૦ | ઊપર મુજબ મારી સર્વે મિલકત કોરી ૫૧૫૦૦ પાંચ લાખ પંદર હજારની છે તેની વ્યવસ્થા નીચે મુજબ કરવી. |

મારા બંને છોકરા હાલ બાલ્યાવસ્થાના હોતાં તેઓ ઊંમર લાયક થાય ત્યાં સુધી કોઈ પણ તરેહનો વેપાર કરવો નહિં વખાર ખાતે એકજ મારા જુના અને અનુભવી મુનીમ શા. દેવચંદ ખોડીદાસને હાલના મળતા પગારથી કાયમ રાખવા તે સિવાય મહેતા મુનીમ રાખવા નહિ. મારા લખવા પ્રમાણે મારા જઈફ, અનુભવી અને પ્રમાણિક મુનીમે મારી સ્ત્રી તથા મારી નાતના મોટા ગ્રહસ્થ નામે કાનજી વાઘજીની મોટા મોટા કામમાં સલાહ લઈને કામ કરવું, રોકડ સિલીક છે તે તમામની પ્રોમીસરી

નોટો લેવી બાકીનો વહીવટ થોડે ખર્ચે ચલાવો. જ્યારે મા-રા છોકરા ઊંમર લાયક એટલે ૧૮–૨૦ વર્ષના થઈ પોતે વહીવટ ચલાવવા લાયક થાય ત્યારે મારી તમામ મિલકત તેમને સોંપવી. ત્યાં સુધી મિલકત વ્યાજે વધારવી. કદાચ તેઓ ૧૮–૨૦ વર્ષે મિલકત સંભાળવાને નાલાયક જણાય તો મારા આપેલા અખતિયાર મુજબ વહીવટ કરવો; મ-ને સો વર્ષ પુરાં થાય ત્યારે નીચે મુજબ ખર્ચ કરવું.

૪૦૦૦ નાત વરાનું ખર્ચ કરવામાં આશરે કોરી ૪૦૦૦ ચાર હજાર ખરચવી.

૨૦૦૦ વરસ દિવસ સુધી ઊત્તર ક્રિયા તથા બ્રાહ્મણ શ્રવણ વગેરેને ભોજન કરાવવા માટે ખરચવી.

૨૦૦૦ દેવ મંદિરોમાં જ્યાં આપવી યોગ્ય લાગે ત્યાં કોરી ૨૦૦૦ બે હજાર આપવી.

૩૦૦૦ નિરાશ્રીત ફંડમાં કોરી ૩૦૦૦ ત્રણ હજાર સુધી આપવી.

૫૦૦૦ ગૌરક્ષક ફંડમાં કોરી ૫૦૦૦ પાંચ હજાર તે ફંડના સેક્રેટરીને ભાવનગર અથવા મુંબાઈ મોકલી આપવી.

૫૦૦૦ પ્રોમીસરી નોટો લઇ તેમાંથી જે વ્યાજ આવે તેનાં પુસ્તકો ખરીદી ભુજની ગુજરાતી નિ-શાળોમાં વાર્ષિક પરીક્ષામાં જે વિદ્યાર્થી ઉપલે નંબરે પાસ થાય તેવા દરેક વર્ગના પહેલા તથા બીજા નંબર વાળાને મારા નામથી જા-હેર રીતે ઇનામમાં આપવાં, કે જેથી વિદ્યા વૃદ્ધિને ઉત્તેજન મળે.

૬૦૦૦ ભુજની આલફ્રેડ હાઇસ્કૂલ કે જેમાં મેં મારો

અભ્યાસ કરી સારી મિલકતની પ્રાપ્તિ કરી તેને કોરી ૧૦૦૦૦ દશ હજારની પ્રોમીસરી નોટો લઇ સોંપવી. તેનું જે વ્યાજ આવે તેમાંથી સારા અને સદ્ગુણી તથા વધારે અભ્યાસવાળો વિદ્યાર્થીને માસિક સ્કોલર શીપ કરી આપવી.

૫૦૦૦ પ્રોમીસરી નોટો કોરી ૫૦૦૦ પાંચ હજારની લેવી તેમાંથી જે વ્યાજ આવે તેમાંથી મારી નાતના જે ગરીબ છોકરા હોય તેમને સ્કૂલમાં લેવાની ફી તથા ભણવાનાં પુસ્તકો લેવા માટે મદદ દાખલ જેને જેમ યોગ્ય લાગે તેને તેમ આપવી.

૫૦૦૦ કચ્છનાં ચાર શહેરોની જાહેર લાઈબ્રેરીઓને કો: ૫૦૦૦ પાંચ હજાર સુધી ભેટ મોકલવી.

૨૦૦૦ જાળ છોડાવવાના ફંડમાં કોરી ૨૦૦૦ બે હજાર આપવી.

૨૦૦૦ ધર્મ વાડાના ફંડમાં કોરી ૨૦૦૦ બે હજાર આપવી.

૨૦૦૦ દરિયાસ્થાનમાં કોરી ૨૦૦૦ બે હજાર આપવી.

૧૫૦૦ બાળ રક્ષક ગ્રહના ફંડમાં કોરી ૧૫૦૦ પંદર સો આપવી.

૧૫૦૦ બાળ લગ્ન નિષેધક ફંડમાં કોરી ૧૫૦૦ પંદર સો આપવી.

૩૦૦૦ કચ્છમાં જ્યાં પાણી ન મળતું હોય ત્યાં કુવા વાવ વગેરે ખોદાવવામાં કોરી ૩૦૦૦ ત્રણ હજાર વાપરવી.

૩૦૦૦ આંધળાં, લુલાં વગેરે અશક્ત માણસોને આશ્રય આપવા માટે કોરી ૩૦૦૦ ત્રણ હજાર સુધી વાપરવી.

૪૦૦૦ મુસાફર લોકોને માટે ભુજમાં એક ધર્મશાળા કોરી ૪૦૦૦ ચાર હજાર ખર્ચીને બંધાવવી.

૨૦૦૦ મારા જુના નોકર ચાકર વગેરેને જેને જેમ આપવી યોગ્ય લાગે તેને તેમ આપવામાં કોરી ૨૦૦૦ બે હજાર ખરચવી.

૨૦૦૦ મારા કાકાના દીકરા ઠ૦ નાનજી મૂળજીને કોરી ૨૦૦૦ બે હજાર આપવી.

૪૦૦૦ મારી દીકરી મોંઘીબાઈને કોરી ૪૦૦૦ ચાર હજાર આપવી.

૨૦૦૦ મારી બેન નાની બાઇને કોરી ૨૦૦૦ બે હજાર આપવી

૫૦૦૦ મારા બંને છોકરાનાં લગ્ન તથા તે સંબંધના નાત ખર્ચના આશરે કોરી ૫૦૦૦ ખરચવી.

૧૦૦૦ પક્ષીના ચણના ખર્ચમાં કોરી ૧૦૦૦ સુધી આપવી.

---

૭૫૦૦૦

એ રીતે કોરી ૭૫૦૦૦ પંચોતેર હજાર સુધી ખર્ચ કરવું.

મારી ચાલુ પેદાશ આશરે કોરી ૨૦૦૦૦ વીશ હજારની છે તેમાંથી મને સો વર્ષ પુરાં થએ, મારા છોકરા ઉંમર લાયકના થાય ત્યાં સુધી નીચે પ્રમાણે વાર્ષિક ખર્ચ રાખવું.

૪૦૦૦ ઘરમાં ભોજન વગેરેના ખર્ચની કોરી ૪૦૦૦ ચાર હજાર છોકરા તથા તેની માને આપવી.

૧૫૦૦ મુનીમ તથા નોકરચાકરના પગારની કોરી ૧૫૦૦

પંદર સો.

૨૦૦૦ મારા બંને છોકરાઓને ભણાવવામાં દર વર્ષે કોરી ૨૦૦૦ બે હજાર ખર્ચવી.

૨૦૦૦ પોઝ, ગાયો તથા ભેંસોના ખર્ચમાં કોરી ૨૦૦૦ બે હજાર સુધી વાપરવી.

---

૯૫૦૦

એ રીતે વાર્ષિક ખર્ચ કોરી ૯૫૦૦ નવ હજાર પાંચસો સુધી રાખવું.

મને સો વર્ષ પુરાં થાય ત્યારે ઉપર પ્રમાણે વ્યવસ્થા કરવી. મારી હયાતીમાં આ વસિયત નામું બાતલ કરવાને અથવા બીજું કરવાને મુખત્યાર છું. આ રદ કરી નવું કરૂં તો નવા પ્રમાણે વહિવટ કરવો.

આ વસિયત નામું હું મારા રજા રાજીપે, અક્કલ હુશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી કરી રાખું છું.

અત્ર. મતું.
૬૦ પ્રાગજી પ્રેમનુંજી મતું ઉપર લખ્યા પ્રમાણે સહી. ૬૦ પોતાના.

૧ અત્ર સાખ શ્રી સૂરજની

૧ ૬૦ કહાનજી વાઘજીની સાખ ૬૦ પોતાના.

૧ શા. અમીચંદ દામજીની સાખ ૬૦ પોતે.

૧ વોરા. કૃપાશંકર બેચરની સાખ ૬૦ પોતે.

૧ લ૦ મહેતા નારણદાસ મકનજી આ વસિયત નામું ધણીઓ પાસે બેશી ભુજ નગર મધ્યે લખાવ્યું છે.

## વસિયત નામું [વીલ] લખવાની રીત. [૨]

લ૦ માંડવી બંદરના પારેખ મોતીલાલ નેમીદાસ જત હું ના ઓલાદ છું. મારી ઉમર વર્ષ ૮૦ એશીની થઈ. આ દેહનો ઘડી પાનો ભરોસો નથી. તે નાશવંત છે એમ જાણી મારા અભાવે મારી મિલકતનો ગેર ઉપયોગ ન થાય, સારા અને પરમાર્થના કામમાં વપરાય, તથા તેનો વહીવટ બરાબર રહે, જેથી તે મિલકતની વ્યવસ્થા કરવા માટે નીચે મુજબ ચાર ટ્રસ્ટી નીમું છું.

૧ શા૦ પાનાચંદ પ્રેમચંદ.

૧ મે[illegible] નારણદાસ શંકરદાસ.

૧ [illegible] ના[illegible]જી મૂળજી.

૧ મો૦ [illegible]જી હરચંદ.

મારી [illegible] મિલકત નીચે પ્રમાણે કોરી ૧૭૨૦[illegible] [illegible] ત્રાંસીનેર હજારની છે. તેની વિગત.

૬[illegible]૦૦ [illegible] મારી કર્મ [illegible]ાંતીમાં ગળી છે.

૨[illegible] [illegible]જ્યા ૪ ચાર તેની કિંમત આશરે કોરી ૨૦૦૦૦ વીશ હજાર.

૧[illegible] વાડી ૨ બે તેની કિંમત આશરે કોરી ૧૦૦૦૦ દશ હજાર.

૨[illegible] [illegible]તર ૨૦ વીશ તેની કિંમત આશરે કોરી ૨૦૦૦૦ વીશ હજાર.

૧[illegible] [illegible]ાડા ૨ બે તેની કિંમત આશરે કોરી ૧૫૦૦૦ પંદર હજાર.

---

૬[illegible]

૧૦૭૦[illegible] [illegible]

૮૦[illegible] [illegible]જ્યા ૨ બે તેની કિંમત આશરે કોરી

૮૦૦૦ આઠ હજાર.

૨૦૦૦૦ વાડી ૬ ૭ તેની કિંમત આશરે કોરી ૨૦૦૦૦ વીશ હજાર.

૪૦૦૦૦ ખેતર કટકા ૪૬ છેતાલીશ તેની કિંમત આશરે કોરી ૪૦૦૦૦ ચાલીશ હજાર.

૩૦૦૦૦ દૂકાનો (હાટ) ૧૫ પંદર તેની કિંમત આશરે કોરી ૩૦૦૦૦ ત્રીશ હજાર.

૯૦૦૦ વખારો ૨ તેની કિંમત આશરે .કોરી ૯૦૦૦ નવ હજાર.

---

૧૦૭૦૦૦

જંગમ ગિલકત આશરે કોરી ૪૫૦૦૦૦ ચાર લાખ પચાશ હજારની છે તેની વિગત.

૨૩૫૦૦૦ વડીલોપાર્જીત મારી કર્મ પાંતીની.

૧૭૫૦૦૦ રોકડી મારી કર્મ પાતીમાં કોરી ૧૭૫૦૦૦ એક લાખ પચોતેર હજાર આવેલી તે.

૩૦૦૦૦ ઘરેણાં હેમ તથા રૂપાનાં મળી આશરે કિંમત કોરી ૩૦૦૦૦ ત્રીસ હજારનાં

૨૦૦૦૦ લેણું લેખું ઊધરાણી પાધરાણી, જુની તથા નવી મળીને આશરે કોરી ૨૦૦૦૦ વીશ હજારની.

૨૩૫૦૦૦

૨૧૫૦૦૦ સ્વોપાર્જીત.

૨૦૦૦૦૦ રોકડી વેપારમાં નફા તથા વ્યાજવટા વગેરેની કમાણીની કોરી ૨૦૦૦૦૦ બે લાખ.

૧૦૦૦૦ ઘરેણાં કોરી ૧૦૦૦૦ દશ હજારનાં હેમ તથા રૂપાનાં.

૫૦૦૦ પરચુરણ સામાન [illegible] વગેરેની કોરી આશરે ૫૦૦૦ પાંચ હજાર.

૨૧૫૦૦૦

૬૧૨૦૦૦

એ રીતે મારી એકંદર મિલકત આશરે કોરી ૬૧૨૦૦૦ છ લાખ બાર હજારની છે. તે તમામની વિગત વાર હકીકત તથા દસ્તાવેજની વિગત મારા ચાલતી સાલના આવરાને પાને ૫૨૫ થી ૬૦૧ સુધીમાં નોંધી રાખી છે.

તે મિલકતમાંથી મારા અભાવે નિચે મુજબ ખર્ચ કરવું.

૪૦૦૦ મારા પરોજણમાં કોરી ૪૦૦૦ ચાર હજાર ખર્ચવી.

૧૦૦૦ મારી ઉત્તર ક્રિયા કરવામાં કોરી ૧૦૦૦ હજાર ખર્ચ કરવું.

૩૦૦૦ મારી બે દીકરીઓને આપવી. દરેકને કોરી ૧૫૦૦ પંદરસો.

૧૦૦૦ મારા કાકાના દીકરા શા. નેમચંદને કોરી ૧૦૦૦ હજાર આપવી.

૨૦૦૦ મારા જુના નોકર ચાકર વગેરેને કોરી ૨૦૦૦ બે હજાર આપવી.

૧૦૦૦ કુતરાંઓને રોટલા ખવરાવવાના ફંડમાં કોરી ૧૦૦૦ રોકડી.

૧૨૦૦૦

એ રીતે કોરી ૧૨૦૦૦ બાર હજાર મને સો વર્ષ પુરાં થાય ત્યારે ખર્ચ કરવું. તે ખર્ચ કરતાં બાકીની સ્થા-

ઘર તથા જંગમ મિલકતમાંથી રોકડ સિવાયની મિલકત તેના એઠેલા પૈસા ઉપજે તે ચારે ટ્રસ્ટીઓએ સાથે રહીને વેચી નાંખવી, પણ જ્યાં સુધી ન વેચાય ત્યાં સુધી તેનો વહીવટ મિલકતમાં વધારો થાય તેવી રીતે કરવો. જેમ જેમ તે મિલકત વેચાતિ જાય તેમ તેમ તેની તથા રોકડ સિલીક હોય તે તમામની પ્રોમીસરી નોટો લઇ રાખવી. તે નોટોનું વાર્ષિક વ્યાજ આશરે કોરી ૨૪૦૦૦ ચોવીશ હજાર આવશે તેમાંથી નીચે મુજબ ચાલું ખર્ચ કરવું.

૭૨૦૦ કચ્છનો કોઈ વતની અહીંઆંથી સારો અભ્યાસ કરી ખેતીવાડી સંબંધી કેળવણી લેવા વિલાયત જાય તેને દર માસે કોરી ૬૦૦ છસો એટલે બાર મહિને કોરી ૭૨૦૦ સાત હજાર બસો સ્કોલર શીપ તરીકે આપવી. અને તે અભ્યાસ પૂર્ણ કરી પાછો આવે ત્યારે એજ રીતે બીજાને આપવી.

૧૦૦૦૦ કચ્છનાં નાનાં ગામોમાં જ્યાં નિશાળ ન હોય ત્યાં બાળકોને કેળવણી આપવા માટે નિશાળો સ્થાપવી અને તેમાં આશરે વાર્ષિક ખર્ચ કોરી ૧૦૦૦૦ દશ હજાર સુધી કરવું.

૬૦૦૦ કચ્છનાં નાનાં ગામોની નિશાળોમાં કોઈ ગરીબ વિદ્યાર્થી હોય અને તે પોતાનો અભ્યાસ આગળ વધારવાની ઈચ્છા રાખતો હોય તેવા સારી ચાલ વાળા વિદ્યાર્થીને, ટ્રસ્ટીઓને યોગ્ય લાગે તેવી રીતે નાના પગારની સ્કોલર શીપો કરી આપવી. તથા પુસ્તકો લઈ આપવાં. તે-

માં એકંદર કોરી ૬૦૦૦ છ હજાર સુધી ખર્ચવી.

૨૩૨૦૦

એ રીતે દર વર્ષે કોરી ૨૩૨૦૦ ત્રેવીશ હજાર બ-સોનું ખર્ચ કરવું.

ત્રસ્ટીઓમાં શા. પાનાચંદ પ્રેમચંદના બે મત અને બાકીનાનો એક એક મત ગણુવો. સર્વે કામમાં બહુ મતે કામ કરવું. મત ભેદ કરવો નહિ. તેમજ આ મિલકતમાં કોઇએ કાંઈ આશા રાખવી નહિ. એગ આ વસિયતનામું મારી રાજી ખુશી, અક્કલ હુશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી રાખ્યું છું. સંવત ૧૯૪૭ ના મહા સુદ ૧૧ વાર ગરેઉ.

અત્ર સહી. પારેખ મોતીલાલ નેમીદાસ ઉપર લખ્યા પ્રમાણે સહી. દ. પોતાના.

૧ આલ સાખ શ્રી સૂરજની.

૧ શા. પાનાચંદ પ્રેમચંદની સાખ દ૦ પોતે.

૧ મહેતા નારણુદાસ ગકુનદાસ સાખ દ૦ પોતાના.

૧ ઠ. નારણુજી મૂળજી સાખ દ૦ પોતાના.

૧ માંઉં કરશનજી હરચંદની સાખ દ૦ પોતાના.

૧ સોની મયારામ કાશીરામની સાખ દ૦ પોતાના

૧ લ૦ શા૦ ખીમચંદ લાલચંદ આ વીલ માંડવી બંદર મધ્યે ધણીના કહેવાથી લખ્યું છે.

## ઘરના ભાડાનું લખત લખવાની રીત.

લ૦ મુંદ્રા બંદરના ઠ૦ નારણદાસ લક્ષ્મીદાસ જત બીજું અમે મુંદ્રા બંદરના ઠ૦ જીવદાસ એબજી પાસેથી તેમની જગ્યા મુંદ્રા બંદર મધ્યે દખણાદા દરવાજા નજીક ની ડેલીબંધ ભાડે લીધી છે. તેનું ભાડું માસ ૧૨ બાર વરસ એકની કોરી ૫૦ પચાસ ઠરાવી છે. તે ભાડું માસ બારે ચડ્યા ચડયું દેવું. સહી.

આ જગ્યાની બંધી વરસ ૮ આઠની કરી છે. બંધી વચ્ચે ચડયું ભાડું દેતાં ઢીલ કે ઉજર કરીએ તો બંધીનો પ્રતીબંધ નથી. તથા તે જગ્યા ખાલી કરી બીન ઉજરે સોંપી દઈએ.

આ જગ્યાની ચરાગણી તથા નળીયાંની ચાલતી ખરજાત અને ચુના ચેટ વગેરેનું ખરચ તમો ઘર ધણી કરી આપો. ને તમો ન કરી આપો તો અમે કરીએ તેનું ખર્ચ ભાડામાંથી વરતી લઈએ. આ લખત મુંદ્રા બંદર મધ્યે પાસે બેશી રાજી ખુશી અક્કલ હુંશિયારી તથા શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યું છે તે લખ્યું બાપના બોલ સુતે પાળવું સહી.

અત્ર મતું ૧ અત્ર સાખ શ્રી સૂરજની

ઠ. નારણદાસ લક્ષ્મીદાસનું ૧ શા. ખીમચંદ જીવાભાઇ

મતું ઉપર લખ્યા પ્રમાણે ની સાખ દા૦ પોતે.

સહી દા૦ પોતાના,

૧ ઠ. દેવકરણ ચાંપસીની સાખ ધણી બે હજુર દ૦ પોતે.

૧ લી૦ મહેતા દેવશંકર

ગોવરધન આ લખત ધ-
ણી એ હજુર લખ્યું છે.

---

## માલના વિમાનો નોંધ જોખમીને ઘેર થાય તે લખવાની રીત.

શા. પાનાચંદ રતનસિંહને ખાતે વિમો કોરી ૧૨૦૦ આંકે બારસો વહાણુ "લખમીપશા" નાખવો જુમા મામદ ધણી ઠ. એબજી શીવજીવાળું પુરત મુંદ્રા બંદરથી એડન બંદર લગી પહોંચામણી માથા એકનો, પ્રત ટકા ૧ એક લેખે મહા સુદ ૧૧ જે તમે ઉતરાવ્યો તે. સંઘવી દામોદર ચાંપશીએ માંડયો. દલાલ પ્રેમચંદ નથુ હસ્તું.

---

## વહાણના પઠાણ સલામતના વિમાનો નોંધ જોખમીને ઘેર થાય તે લખવાની રીત.

શા. પાનાચંદ રતનસિંહને ખાતે વિમો કોરી ૧૨૦ એકસો વીશનો વહાણુ "લક્ષ્મીપસા" નાંખવો સલુ ઇસમાલાણી ધણી ઠ. એબજી શીવજીવાળું પુરત મુંદ્રા બંદરને ખાડેથી ચાહે તે બંદરે હંકારે વહાણુ સલામત સાજી મોસમની પ્રત ટકા ૪ ચાર લેખે. હંકાર્યાની બંધી કચ્છ હાલારથી નરોજ ૨૬૫ બસો પાંસઠ સુધી. ઉપરાંત હરકોઈ બંદરથી હંકાર્યાની બંધી નરોજ ૨૮૧ બસો એકયાશી સુધી. છેલ્લો મોસ જે બંદરે આવે તે બંદરે જોખમ ઉતરે વહાણુ છતાં હરેક તરેહની આલાદ જાય તો જોખમીને લેવા દેવા નથી. બંધી કોરી ૩૦૦૦ ત્રણુ હજાર વાલીઓ કોરી ૪૦૦૦ ચાર હજારનો ઠરાવ્યો છે. દલાલ શા. પ્રેમચંદ નથુ હસ્તે. સંવત ૧૯૪૭ ના ભાદરવા સુદ ૮.

## માલના આવંગમાં જોખમીને આવંગ આપનાર લખત કરી આપે છે તે લખવાની રીત

સંવત ૧૯૪૭ ના વર્ષે ભાદરવા સુદ ૮ દિને આડ શ્રી મુંદરા બંદર મધ્યે ધનીક નામ શા. પાનાચંદ રતનસિંહનાં લેણું પારસાત ઉધારણીક નામ ઠ૦ ખીમજી બટાઉ પાસે આવંગ સવરધી કોરી ૬૦૦ અખેર છસો પુરી લેણી તેનો આવંગ વહાણુ "લક્ષ્મીપસા" નાખવો સુલેમાન ઈસ્માલાણી ધણી ઠ૦ એભજી શીવજીવાળું પુરત શ્રી મુંદરા બંદરથી ઝંગબાર પહોંચ્યાગણી નાંગર મૂકે જોખમ ઉતરે. વળતે ગાથે ઈજ વહાણુ આયાત ઝંગબારથી મુદરા બંદર ગાથા ૨ બેનો કીરાણી ચડે, નાંગર ઉપાડે જોખમ કબુલ તે નાંગર મૂકે, કીરાણી ઉતરે જોખમ ઉતરે. નાણાં દીધાથી માસ ૪ ચારે આવંગની રીતે લેણાં ઉપરાંત રાખે તો વ્યાજ માસ ૧ એકે, શત એકે ટકા ૧। સવા લેખે ભરી આપે કદાચ જર જોખમે શત ૧ ટકા ૬ છ સુધી બેસે તો આવંગ વિગાવાળાને લેવા દેવા નથી કોરી ૫૭૫ પાંચસો પચોતેર રોકડી લીધી છે. એ લખ્યું બાપના બોલ સુને પાળવું સહી.

અત્ર. મતું. ઠ૦ ખીમજી બટાઉનું મતું ઉપર લખ્યા પ્રમાણે કબુલ મંજુર છે. દ૦ પોતાના.

૧ અત્ર સાખ શ્રી સૂરજની

૧ દલાલ શા. રામજી દાગજીની સાખ ધણી બે હજુર દ૦ પોતે.

૧ લ૦ ઠ૦ નારણદાસ કહાનજી આ અવંગ મુંદરા બંદર મધ્યે લખ્યો છે.

## પઠાણુ સલામતના આવંગમાં જોખમીને વહાણ ધણી લખત કરી આપે છે તે લખવાની રીત.

સંવત ૧૯૪૭ ના વર્ષે ભાદરવા વદિ .)) દિને આડ શ્રી મુંદ્રા બંદર મધ્યે ધનીક નામ શા. પાનાચંદ રતન- સિંહનાં લેણાં પારસાત ઉધારણીક નામ ઠ૦ કાનજી ઠાક- રસિંહ પાસે આવંગ સવરધી કોરી ૧૦૮ અખરે એકસો આઠ પુરી લેણી તેનો આવંગ વહાણ નામે "લખમીપસા" નાખવો સુસેગાન ઈસ્માલાણી ધણી ઠ૦ ઓઅજી શીવજી વાળું. પુરત મુંદ્રા બંદરને ખાડેથી ચાહે તે બંદરે હંકારે ચાહે તે બંદરે આવે. પઠાણુ સલામત સાજી મોસમતું. વચ્ચે હરેક સબબે જે વારે જે વારે મુંદરાને ખાડે આવે તે વારે તે વારે ખાડે જોખમ ઉતરે. હંકાર્યાની બંધી ક- ચ્છ હાલારથી નરોજ ૨૬૫ બસો પાંસઠ સુધી ઉપરાંત હર કોઈ બંદરેથી હંકાર્યાની બંધી નરોજ ૨૮૧ બસો એકયાસી સુધી છેલ્લે ગોસે જે બંદરે આવે તે બંદરે જો- ખમ ઉતરે. વહાણ છતાં હરેક તરેહની આલાદ જાય તો જોખમીને લેવા દેવા નથી. કોરી ૫૦ પચાસ રોકડી તથા કોરી ૫૦ પચાસ પેટે વ્યાજુ પ્રત ટકા અરધા ૦॥ ની રાખી છે. વહાણની બંધી કોરી ૫૦૦૦ પાંચ હજારની વા- લીઓ કોરી ૮૦૦૦ આઠ હજારનો ઠરાવ્યો છે એ લખ્યું બાપના બોલ સુને પાળવું સહી.

અત્ર. ગતું. ૧ અત્ર સાખ શ્રી સુરજની.
ઠ૦ કાનજી ઠાકરસિંહનું ૧ દલાલ રાગજી કાનજી હ-
ગતું ઉપર લખ્યા પ્રમાણે રતુ દ૦ પોતાના.
સહી દ૦ પોતાના.

## વહાણ નુરી બંધાય છે તેના કરારનું લખત લખવાની રીત.

લ૦ શા. પાનાચંદ રતનસિંહ જોગ જત ગંજ સુગારપસાનું નુર ઠ૦ કહાનજી ઠાકરસિંહે પુરત શ્રી માંડવી બંદરથી રૂત ગાંસડી ૭૫ પચોતેર ભરીને શ્રી મુંબઈ બંદર સુધી બાંધ્યું છે. તે રૂત ગાંસડી એક પ્રત કોરી ૫ પાંચ લેખે કોરી ૩૭૫ ત્રણસો પચોતેર થાય. તેમાંથી પાંતી ૨ બે નુંર પેટે વહાણ બરેથી લેવી. બાકી નુર માલ શ્રી મુંબઈ બંદર મધ્યે સંભાળી આપેથી ચુકાવી આપે. સંવત ૧૯૪૭ ના મહા સુદ ૧૨.

લ૦ શા. પાનાચંદ રતનસિંહની સહી. દ. પોતાના.

---

## વહાણ કઠોડે બંધાય છે તેના કરારનું લખત લખવાની રીત.

લ૦ શા. પાનાચંદ રતનસિંહ જોગ જત ગંજે દોલત પસાનો કઠોડો ઠ૦ કાનજી ઠાકરસિંહે મોસમ સાજીનો બાંધ્યો. નરોજ ૨૭૧ સુધી શ્રી મુંદ્રાથી પુરવે ત્યાં હંકારે તેના કઠોડાની કોરી ૮૦૦ અખરે આઠસો ઠરાવી છે. વહાણની અરઆલાદ તગા પહેલી ગભ વહાણ ધણી ઉપરે છે બાકી ખલાસ, ભતું, મોરી, શીઠી સર્વે નુરધણી ઉપરે છે વહાણ ભારે વાપર થાય તો કઠોડાવાળો મુંદ્રા મંગાવી આપે છેક્લે ગેસે હરેક બંદરથી નરોજ ૨૮૧ સુધી કઠોડાવાળો હંકરાવે. કોરી દેવાનાં કાંધાં ૩ ત્રણ કીધાં છે. કાંધુ પહેલું વહાણ હંકારતી વખતે આપે. કાંધું બીજું ફાગણ સુદ ૨ નું આપે. કાંધુ ત્રીજું અશાડ

સુદ ૨ નું આપે સંવત ૧૯૪૭ ના વૈશાક સુદ ૮.

લ૦ શા. પાનાચંદ રતનસિંહ દ૦ પોતાના.

---

## વાયદાની હુંડીનો કબાલો લખવાની રીત.

શા. ગોપાલજી આશકરણ જોગ લ૦ શા. પાનાચંદ રતનસિંહ જત બીજું હુંડી કટકો ૧ એક રૂપીઆ ૧૨૦૦ બારસોની શ્રી મુંબઈ બંદરની ચાલતી સાલના વૈશાક સુદ ૨ ના વાયદાની પ્રત કોરી ૩૯૯ અંકે ત્રણસો નવાણું લેખે અમે તમને દેવી કરી છે તે વાયદાસર હુંડી આપશું. ને ઉપર લખ્યા ભાવે કોરી લેશું. તેના કરાર સામ સામા કર્યા છે. દલાલ શા. પ્રેમચંદ નથુભાઈ સંવત ૧૯૪૭ ના મહા સુદ ૧૨.

શા. પાનાચંદ રતનસિંહની સહી. દા૦ પોતાના.

---

## વાયદાની હુંડીનો કબાલો સામો ધણી લખી આપે તે લખવાની રીત.

શા. પાનાચંદ રતનસિંહ જોગ લ૦ શા. ગોપાલજી આશકરણ જત બીજું હુંડી કટકો ૧ એક રૂપિયા ૧૨૦૦ બારસોની શ્રીમુંબઇ બંદરની ચાલતી સાલના વૈશાક સુદ ૨ ના વાયદાની પ્રત કોરી ૩૯૯ અંકે ત્રણસો નવાણું લેખે અમે તમારી પાસેથી લેવી કરી છે તે વાયદાસર હુંડી લેશું અને ઉપર લખ્યા ભાવે કોરી આપશું તેના કરાર સામ સામા કર્યા છે. દલાલ શા. પ્રેમચંદ નથુભાઈ સંવત ૧૯૪૭ ના મહા સુદ ૧૨ શા. ગોપાળજી આશકરણની સહી દ. પોતાના

## રૂતનો કબાલો લખવાની રીત.

લ૦ ગામ શ્રી બારોઈના શા૦ લખમણ મેઘણ જોગ

જત બીજું અમે શા. ગોપાલજી આશકરણને રૂત કોથળી* ૭૫ પચોતેર મણ ૭૫૦ સાતસો પચાસ ચાલતી સાલની ગામ શ્રી બારોઈની ઉપતનું, વગર આંકેલ, વગર દગાવાળું, લાલ પનીવાળું, પાટલીબંધ, વૈશાક સુદ ૨ ના વાયદે પ્રત કોરી ૨૪ાા પોણી પચીશ લેખે અમે દેવું કર્યું છે. તે દિવસે માલ જોખી દેવો ને ઉપર લખ્યા ભાવની કોરી લેવી તથા કોથળી ૧ એકે પુંબડીની કોરી ૧ દેશું. તોલ ચોપનો ઝાંપો છેહ. દલાલ શા. સાકરચંદ કાનજી સંવત ૧૯૪૭ ના મહા સુદ ૧૨.

શા. લખમણ મેઘણની સહી. દા૦ પોતાના.

---

## સતમી લખવાની રીત.

સ્વરિત શ્રી મુંબાઈ બંદર મહાશુભસ્થાને સર્વે સુભોપમા લાયક શા શ્રી ૫ રાયશી અમરચંદ ચિરણ શ્રી મુંદરા બંદરથી લ૦ શા. આશકરણ લાલજીના જુહાર વાંચશો બાદ લખવાનું ઈ કે અત્રેથી ગંજો લખમીપશા ઉર્ફે પનડી નાખવો ઇબ્રામ ધણી તમારા ઘરૂ મધ્યે ૨ ગાંસડી ૧૦૧ એકસો એક નુર બાંધી ચડાવી છે તેની સતગી.

---

જ

૨૫ રૂત ગાંસડી ૨૫ પચીશ સોંપ્યા શા૦ આશકરણ લાલજી હવાલે શા. ધનજી ગાંગજી નિશાનિ લા+મુ ૪૪૪ા

૨૫ રૂત ગાંસડી ૨૫ પચીશ શોંપ્યા દોશી પરસોતમ લધાભાઈ હવાલે ઠ૦ એબલજી શીવજી નિશાની દો. લ+હ ૪૪૪ા

---

* કોથળીને ઠેકાણે કેટલાક મહી પણ લખે છે.

૨૫ રૂત ગાસડી ૨૫ પચીશ સોંપ્યા ખોજા હરજી શ્રી
કીરાણી હવાલે ખોજા લધાભાઈ ચતું નિશાની
ખો० ૯+૬ ૧૨૫।

૨૬ રૂત ગાંશડી ૨૬ છવીશ સોંપ્યા ખોજા વલી પા-
રપ્યા હવાલે ખોજા ગલાના ગનજી નિશાની ખો.
૫+૫। ૧૩૫।

૧૦૧ એ પ્રમાણે માલ ચડાવી વહાણુ મહા સુદ ૧૫
ને રોજ અત્રેથી હંકાર્યું છે. તે વહાણુ કુશળે પહોંચેથી
માલ ધણી ધણીને હવાલે કરી, તેમની પાસેથી પહોંચ
લખાવી વઈ બીડશો સંવત ૧૯૪૭ ના મહા સુદ ૧૫
વાર શોમે.

---

## ભરતીઉં લખવાની રીત.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને પુજ્યારાધિ
સર્વે શુભોપમા યોગ્ય શા० શ્રી ૫ શયશી અમરચંદ ચ०
શ્રી મુંદ્રા બંદરથી લ० શા० ગલાલચંદ આશકરણના જુ
હાર વાંચશો. જત બીજું સમાચાર એક જાણજો જે અ
ત્રેથી રૂત ગાંસડી ૫૦ અંકે પચાશ વહાણુ ગંજે નારા
પશા નાંખવો માલમ ભાણજી ધણી ઠ० એલજી શીવજી
વાળા મધ્યે મૂકી તેનું ભરતીયું.

૨૦૧૮ના રૂત ગાંસડી પચાશ તેની કોથળી ૧૦૦
તેના મણુ ૯૦૦ નવસો પ્રત કોરી ૨૨
સાડી બાવીશ કોરી એક દોકડા લેખે
શ્રી વડાળા મધ્યે શા० હેમચંદ લખમ
પાસેથી લીધા તોલ ૫૪ ચોપનો તેની
૨૦૨૦ના વીશ હજાર બસો સાડી સા

થઈ તેમાંથી પુંલડીની કોથળી એક કોરી ૧ એક લેખે કોરી ૧૦૦ સો બાદ જતાં બાકી કોરી ૨૦૧૮૭॥

૨૮૭૫॥૪॥ માલનું ખર્ચ.

૩૫૦ ખલશા નંગ ૧૦૦ સો પ્રત કોરી ૩॥ સાડી ત્રણ લેખે.

૨ સીંદરી ફૂડાની.

૨૫ મોઢીઆં નંગ ૧૦૦ સો પ્રત કોરી ०। પા લેખે.

૨॥ સુતરણી શેર ૫ પાંચ પ્રત કોરી ૨૨ બાવીશ લેખે.

૩૩। ૨ કોથળી ૧૦૦ સોની ભરામણી પ્રત કોથળી એકની કોરી ०। ૨ પા કોરી બે દોકડા લેખે.

૮। ૨ છેડા ઉતરામણી પ્રત કોરી ०) ૨ બે દોકડા.

૨) ૨ પુંબડી વીણામણી.

૧૦૦) વડાળાવાળા શા૦ ઢીસૂકા કોરસીની હક શી કોથળી એકની કોરા એક લેખે.

૮) મજુરીની જણ ૨ બે સાથે તેડી ગયા તેની રોજ ચાર આની.

૧૫૦) ગાડા ભાડું કોયરીઓ મુંદરે આવી તેનું

૫૪) સીદરી મણ ૬ ગાંસડી બાંધવા સારૂ પ્રત કોરી નવ લેખે.

૫॥ સૂતરણી મ ०। પા પ્રત કોરી ૨૨ બાવીશ લેખે ગાંઠ બાધવા સારૂ.

૪૩॥ સંચામાં ગાંસડી બંધાવી તેની.

૭૫) ગાંસડી ૫૦ પચાશનું કાંઠા ભાડુ.

૧૩૯૫ાાા ૪ાા ગાંસડી ૫૦ પચાશનું દાણુ ખર્ચ
મણુ ૯૦૦ નવસો પ્રત કોરી ૨૩ તે-
વીશ લેખે કોરી ૨૦૭૦૦ વીશ હજાર
સાતસોનું.
૧૨૪૨ દાણુ પ્રત ટકા ૬ ૭ લેખે.
૯૦ાા૧ાા લાગો પ્રત ટકા ૬ ૭ લેખે.
૩૭ાા સંચાની.
૨૫ાા૩ શહેર સફાઇની લાગતની.

૧૩૯૫ાાા૪ાા

૫૦૦ તુર ગાંસડી ૫૦ પચાશનું પ્રત કોરી ૧૦
૬ા ગાંસડી ૫૦ પચાશની દલાલી સંઘવી મુ-
ળજીને.
૧૦૧ા હકશી શ્રી મુંદરાની શા. ગલાલચંદ આ-
શકરણની ટકા ૦ાા અરધ લેખે.
૬ા કોથળી તોળામણીની અધિકારી પ્રેમજીને.
૬ા કાંટે ચડાવતાં મજુરીની.

૨૮૭ાાાાા

૨૩૦૬૩)૪ાા એ રીતે ભરતીઉં તપાસી જમા વાસ-
લ કરી વાળજો. ભૂલ ચૂક તમારી અમારી વહેવારે લેવી
દેવી. સંવત ૧૯૪૭ ના મહા સુદ ૧૫ વાર સોમે.

## સર્ટિફીકેટ લખવાની રીત. (૧)

હરીદાસ ગોપાલજી ગ્નાતે ભોજક બ્રાહ્મણ ઉમર વર્ષ
૩૨ ના રહેવાશી કચ્છ મુંદ્રાના, એમણે મુંદ્રા તાલૂકા સ્કૂ-
લમાં આસિસ્ટન્ટ તરીકે મારા હાથ તળે એક નિષ્ઠા અને
ખરા અંતઃકરણથી દશ વર્ષ સુધી સારી નોકરી કરી મને
સંપૂર્ણ સંતોષ આપ્યો છે. કામ કરવામાં ખંતી અને

આલાદ છે. ચાલ ચલગત સારી છે. હાલ તેમને બીજી સારી નોકરી મળતાં આ જગ્યા છોડી છે. આશા રાખવામાં આવે છે કે તેઓ જ્યાં જશે ત્યાં સારી નોકરી બજાવી યશ મેળવશે.

મુંદ્રા તા. ૪–૩–૯૧ } મેઘજી જૂઠા. પટેલ.
મહા વદિ ૮ સંવત ૧૯૪૭ } મુંદ્રા તાલુકા સ્કૂલના મેહેતાજી.

## સર્ટિફિકેટ લખવાની રીત. (૨)

વિદ્યાર્થી પુરૂષોત્તમ કુંવરજી ગ્નાતે સારસ્વત બ્રાહ્મણ ઉમર વર્ષ ૧૭ સતરના રહેવાશી કચ્છ મુંદ્રાના એમણે અહીંની તાલુકા સ્કૂલમાં સાત વર્ષ સુધી રહી ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. બુદ્ધિ ચંચળ તથા જાતે મહેનતું હોવાથી ઘણું કરીને દરેક વર્ગમાં તેમનું નામ પહેલું રહેતું આવેલું છે. ચાલ ચલગત સારી જોવામાં આવેલી છે. હાલ તેમને નોકરી અર્થે મુંબઈ જવાનું થતાં સ્કૂલ છોડી છે. ભરોંસો છે કે જે કામ તેમને સોંપવામાં આવશે તે ખરી ઇમાનદારીથી સારી રીતે બજાવશે.

મુંદ્રા તા. ૪–૩–૯૧ } મેઘજી જૂઠા. પટેલ.
મહા વદિ ૮ સંવત ૧૯૪૭ } મુંદ્રા તાલુકા સ્કૂલના મહેતાજી.

## સર્ટિફિકેટ લખવાની રીત. (૩)

વિદ્યાર્થી જીવણદાસ ખટાઉ. ગ્નાતે ભાટીઆ. ઉમર વર્ષ ૧૨ બારના તેઓ ગુજરાતી ચોથા ધોરણમાં પાસ થઇ હાલ પાંચમું ધોરણ શીખે છે. પચીસ છોકરાના વર્ગમાં તેમનું નામ પાંચમું છે. ચાલ ચલગત સારી છે. તેમની ઇચ્છા બીજી સ્કૂલમાં દાખલ થવાની થાતાં રીતસર ફી લઇ સર્ટિફિકેટ આપવામાં આવે છે.

મુંદ્રા તા. ૪–૩–૯૧ | મેઘજી જૂઠા. પટેલ.
મહા વદિ ૮ સંવત ૧૯૪૭ | મુંદ્રા તાલુકા સ્કૂલના મહેતાજી.

## સર્ટિફિકેટ લખ

મુંદ્રા તાલુકા સ્કૂલના વિદ્યાર્થી કલ્યાણજી ખીમજી સને ૧૮૮૮

### ધોરણ ૫ મું.

| નંબર. | નામ | જાતિ | ઉમ્મર | ગઇ પરીક્ષા કયા ધોરણમાં આપી | ગઇ પરીક્ષામાં પાસ કે ના પાસ | પહેલો વિષય. | | | બીજો વિ. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | ૬૦ અંકગણિત | ૪૦ દેશી હિસાબ | ૧૦૦ કુલ | ૩૫ વાંચન | ૩૫ કવિતા | ૩૦ વ્યાકરણ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧ | કલ્યાણજી ખીમજી | ભાટીઆ | ૧૬ | ચોથામાં | પાસ | ૨૦ | ૪૦ | ૬૦ | ૩૦ | ૨૫ | ૩૦ |

ઉપર મુજબ દોકડા મેળવી પાસ થયા છે. તા૦ ૫ મી જાન્યુઆરી સને ૧૮૯૦

મેઘજી જુઠાભાઇ પટેલ
મુંદ્રા તાલુકા સ્કૂલ માસ્તર

## વાની રીત. (૪)

ની સાલની વાર્ષિક પરીક્ષામાં પાસ થાય તેનું સર્ટિફિકેટ.

| ષય | | ત્રીજો વિષય | | | | પાંચમો વિ- ષય. | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫૦ કાગળ વાંચવો | ૧૫૦ કુલ | ૪૦ ડિક્ટેશન | ૨૦ અક્ષર | ૪૦ કાગળ લખવો | ૧૦૦ કુલ | ૫૦ ઈતિહાસ | ૫૦ ભૂગોળ | ૧૦૦ કુલ | ૪૫૦ ગ્રેન્ડ ટોટલ | રેંક | પાસ કે ના પાસ | રિમાર્ક |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ |
| ૧૫ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૫ | ૩૫ | ૩૦ | ૪૦ | ૭૦ | ૨૬૫ | ૨ | પાસ | |

( સહી ) અંગ્રેજીમાં

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પ્રાંત કચ્છ

## અરજી લખવાની રીત. (૧)

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ નોધારાધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજા-ધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ૭ ખેંગા-રજી સવાઇ બહાદુર. જી૦ સી૦ આઇ૦ ઇ૦ ની.

નામદાર મુંદ્રા દીવાની કોર્ટમાં.

| | |
|---|---|
| શા૦ કહાનજી વમાજી રહેવાશી કચ્છ ઝરપરાના ઉંમર વર્ષ ૨૮ ના ધંધો વેપાર. | વાદી. |
| ઠ૦ પ્રેમજી પુરૂશોત્તમ રહેવાશી કચ્છ મુંદ્રાના ઉંમર વર્ષ ૪૦ ધંધો બ્યાજવટાનો. | પ્રતીવાદી. |

### દાવો.

બ્યાજ સાથે કોરી ૨૪૬૭ા મળવા બાબત.

હું વાદી અરજ કરૂં છું કે આ પ્રતિવાદીએ સંવત ૧૯૪૦ ના અશાડ સુદ ૨ ની મીતિની ચીઠીથી કોરી ૧૫૦૦ અંકે પંદરસો અંગઉધાર બ્યાજુ લીધી હતી તે રકમ તથા તેના વ્યાજની કોરી ૯૬૭ા નવસો સાડીસણુસઠ તે મળી એ-કંદર કોરી ૨૪૬૭ા ચોવીસસો સાડીસણુસઠ થઇ તે રકમ આપવા તેને કહેતાં કહેવરાવતાં દાદ દેતો નથી માટે તે મહેર-બાનીથી અપાવશો.

દાવાની ફી બદલ કોરી ૧૭૬ અંકે એકસો છઉંતેરનો સ્ટાંપ અરજી ઉપર ચોડયો છે.

હું વાદી એકરાર કરૂં છું કે ઉપરની હકીકત મારા જાણવા અને માનવા પ્રમાણે ખરી છે. સંવત ૧૯૪૦ ના આશાડ સુદ ૧૫ વાર સોમે.

શા. કહાનજી માધવજીની સહી. દ૦ પોતાના.

## અરજી લખવાની રીત. ( ૨ )

શ્રી બ્રાહ્મણ પ્રતિપાળ નોધારાધાર ધર્મધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુર જી૦ સી૦ આઈ૦ ઈ૦ ની નામદાર મુંદ્રા સ્મોલકોઝ કોર્ટમાં.

| | |
|---|---|
| શા પાનાચંદ રતનસિંહ રહેવાશી કચ્છ મુંદ્રાના ઉમર વર્ષ ૩૫ ના ધંધો વ્યાજવટાનો. | વાદી. |
| ઠ૦ નારણજી કહાનજી રહેવાશી કચ્છ કપાયાના ઉમર વર્ષ ૩૮ ના ધંધો પરચુરણ વેપાર. | પ્રતિવાદી |

### દાવો.

ખાતાની રૂએ વ્યાજ સહીત કોરી ૪૧૦.
ચારસો દશ મળવા બાબત.

હું વાદી અરજ કરૂં છું કે આ સાથે રજુ રાખેલ સંવત ૧૯૪૫ ના અશાડ સુદ ૨ ના ખાતાની રૂએ પ્રતિવાદી પાસે નીચેની વિગતે કોરી ૪૧૦ ચારસો દશ માગુ છું.

૪૦૦ મુદલ.
૫૦ વ્યાજ સંવત ૧૯૪૫ ના અશાડ સુદ ૨ થી તે સંવત ૧૯૪૭ ના અશાડ સુદ ૨ સુધી અધિક ગાસ સીખે માસ ૨૫ પચીશની પ્રત ટકા ૦॥ અર્ધ લેખે.
૪૦ વસુલ આવી.
૪૧૦ બાકી લેહેણી.

એ રીતે બાકી કોરી ૪૧૦ ચારસો દશ રહે છે. તે પ્રતિવાદીને કહેતાં કહેવરાવતાં દાદ દેતો નથી માટે તે મેહેરબાનીથી અપાવશો.

દાવાની ફી બદલ કોરી ૩૨ બત્રીશનો સ્ટાંમ્પ અરજી

ઉપર ચોડયો છે.

હું વાદી એકરાર કરૂં છું કે ઉપરની હકીકત મારા જાણવા અને માનવા પ્રમાણે ખરી છે.

સંવત ૧૯૪૭ ના અશાડ સુદ ૫.

શા. પાનાચંદ રતનસિંહની સહી. દ૦ પોતાના

---

## અરજી લખવાની રીત. (૩.)

ગૌ બ્રાહ્મણ .પ્રતિપાળ નોધારાધાર ધર્મધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજા—ધિરાજ મિરઝાં મહારા ઓ શ્રી ૭ ખેંગારજી સવાઇ બહાદુર. જી૦ સી૦ આઈ૦ ઈ૦ની નામદાર મુદ્રા દીવાની અદાલતમાં.

| | |
|---|---|
| શા. પાનાચંદ રતનસિંહ રહેવાસી મુદ્રા બંદરના ઉમર વર્ષ ૩૫ ના ધંધો વ્યાજવટાનો. | વાદી. |
| દ૦ નારણજી કહાનજી રહેવાશી મુદ્રા બંદરના ઉમર વર્ષ ૩૬ ના ધંધો તમાકું વેચવાનો. | પ્રતિવાદી. |

### દાવો.

વ્યાજ સીખે કોરી ૫૯૨ પાંચસો બાણું મળવા અથવા તે પેટે ગાંડેલી જગ્યા સોંપવા. બાબત.

હું વાદી અરજ કરૂં છું કે આ પ્રતિવાદીએ મારા પાસેથી કોરી ૪૦૦ અંકે ચારસો નીચે લખી ચતુર દિશા વાળી જગ્યાપર સંવત ૧૯૪૦ ના અશાડ સુદ ૨ ની ગીતીના ખતની રૂએ લીધી હતી. તેના આજ સુધી અધિક માસ શીખે માસ ૮૬ છયાશી થયા તેનું વ્યાજ ટકા ૦॥ અર્ધ લેખે કોરી ૧૯૨ અંકે એકસો બાણું મળી એકંદર કોરી ૫૯૨ અંકે પાંચસો બાણું થઈ તે કોરી આપવા તે

ખતના કરાર મુજબ જગ્યા વટાંતર સોંપવા કહેતાં કહે-વરાવતાં પ્રતિવાદી કાંઇ દાદ દેતો નથી માટે પ્રતિવાદી પા-સેથી મારી લહેણી રકમ વસુલ કરી આપાવશો અથવા તો ખતના કરાર મુજબ જગ્યા સોંપાવશો.

તે જગ્યાની દિશાની વિગત—

ઉતરે રાજમાર્ગ છે.

દખણાદિ કોરે સઈનું ફળીયું છે.

ઉગમણી કોરે ઠ૦ રામદાસ નથુની વખાર છે.

આથમણી કોરે ખોજા જાનમામદ સુમારની જગ્યા છે.

દાવાની ફી બદલ કોરી ૪૪॥। પોણી પીસતાલીસ-નો સ્ટામ્પ અરજી ઉપર ચોડયો છે.

હું વાદી એકરાર કરૂંછું કે ઉપરની હકીકત મારા જાણવા અને માનવા પ્રમાણે ખરી છે.

સંવત ૧૯૪૭ ના અસાડ સુદ ૫

શા. પાનાચંદ રતનસિંહની સહી. દ. પોતાના.

---

## અપીલ અરજી લખવાની રીત.(૧)

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ નોંધારાધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મિરઝા મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુર. જી૦ સી૦ આઈ૦ ઈ૦ ની નામદાર ભુજ વરીષ્ઠ કોર્ટમાં.

ઠ૦ પ્રેમજી પુરૂષોત્તમ રહેવાશી કચ્છ મુંદ્રાના ઉમર વર્ષ ૪૦ ના ધંધો વ્યાજવટાનો. } મુળપ્રતિવાદી અપેલન્ટ.

શા. કાનજી માવજી રહેવાશી કચ્છ કેરપરાના ઉમર વર્ષ ૨૮ ના ધંધો વેપાર. } મૂળ વાદી રીસપોન્ડેન્ટ

## દાવો.

### કોરી ૨૪૯ાા નો નીચલી કોર્ટે સાબીત કર્યા છે તે રદ થવા બાબત.

હું અપેલેન્ટ રા. મુંદ્રા અદાલતના ન્યાયાધિષે ક-રેલા ઠરાવથી નારાજ થઈ નીચેનાં કારણુસર થએલો ફેં-સલો રદ થવા અરજ કરૂંછું. ફેંસલાની નકલ આ સાથે રજુ છે.

[ આ ઠેકાણે નારાજી થવાનાં કારણો જેટલાં હોય તે-ટલાં અનુક્રમે વીગતથી લખવાં )

દાવાની ફી બદલ કોરી ૧૭૬ એકસો છવીંતેરનો સ્ટામ્પ આ અરજી ઉપર ચોડયો છે.

હું અપેલેન્ટ એકરાર કરૂંછું કે ઉપરની હકીકત મા-રા જાણવા અને માનવા પ્રમાણે ખરી છે.

સંવત ૧૯૪૭ ના ભાદરવા સુદ ૫.

દ૦ પ્રેગજી પુરૂષોત્તમની સહી. દ૦ પોતાના.

---

## અપીલની અરજી લખવાની રીત.

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ નોધારાધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મિરજાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદૂર. જી૦ સી૦ આઈ૦ ઈ૦ ની નામદાર હજુર કોર્ટમાં.

ઠ० પ્રેમજી પુરૂષોત્તમ રહેવાસી કચ્છમુંદ્રાના. } મૂળ પ્રતિવાદી
ઉંમર વર્ષ ૪૦ ના ધંધો વ્યાજવટાનો. } અપેલેન્ટ.

શા० કાનજી ભાણજી રહેવાસી કચ્છ ભરપરાના } મૂળ પ્રતિવાદી
ઉંમર વર્ષ ૨૮ ના ધંધો વેપાર. } રીસ્પોન્ડેન્ટ.

## દાવો.

**કોરી ૨૪૬ાા નો નીચલી કોર્ટે સાબીત કર્યો છે તે રદ થવા બાબત.**

હું અપેલેન્ટ રા૦ રા૦ વરીષ્ટ કોર્ટના ન્યાયાધિસે કરેલા ઠરાવથી નારાજ થઈ નીચેનાં કારણુસર થએલો ફેંસલો રદ થવા અરજ કરું છું. ફેંસલાની નકલ આ સાથે સામીલ છે.

( આ ઠેકાણે નારાજી થવાનાં કારણો અનુક્રમે વીગતેથી જેટલાં હોય તેટલાં લખવાં. )

દાવાની ફી બદલ કોરી ૧ એકનો સ્ટામ્પ અરજી ઉપર ચોડયો છે.

હું અપેલન્ટ એકરાર કરું છું કે ઉપરની હકીકત મારા જાણવા અને ગાનવા પ્રમાણે ખરી છે.

સંવત ૧૯૪૭ ના આશો સુદ ૧૨.

ઠ. પ્રેમજી પુરૂષોત્તમની સહી. દ૦ પોતાના.

---

## વકીલને મુખત્યારનામું લખી આપવાની રીત.

શ્રી બ્રાહ્મણ પ્રતિપાળ ગોધારાધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજા ધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઇ બહાદુર જી૦ સી૦ આ૦ ઈ૦ નાગદાર મુંદ્રા અદાલતમાં.

| | |
|---|---|
| શા. કહાનજી મહાવજી રહેવાશી ઝરપરાના ઉમર વર્ષ ૨૮ ના ધંધો વેપાર. | વાદી |
| ઠ૦ પ્રેમજી પુરૂષોત્તમ રહેવાશી મુંદ્રાના ઉંમર વર્ષ ૪૦ ના ધંધો બાજવટાનો. | પ્રતિવાદી. |

## દાવો.

કોરી ૨૪૬ાા મળવા બાબત.

હું પ્રતિવાદી અરજ કરૂં છું કે આ કામ ચલાવ-વાને મારા તરફથી મુંદ્રાના વકીલ શા. દેવશી માવજીને નીમ્યા છે તે આ કામ ચલાવી જે કાંઈ કરશે તે મારે કબુલ મંજુર છે.

સંવત ૧૯૪૭ ના અશાડ સુદ ૧૫.

દ૦ પ્રેમજી પુરૂષોત્તમની સહી દ૦ પોતાના.

૧ શા. હીરજી દેવચંદની સાખ.
દ૦ પોતાના.
૧ સુતાર રણછોડ કાનજીની
સાખ દ૦ પોતાના.

મંજુર.
દેવશી માવજી.

---

## કુલ મુખત્યારનામું લખવાની રીત.

કચ્છ મુંદ્રાના રહેનાર શા. પાનાચંદ રતનસિંહ આ લખત ઉપરથી દ૦ દેવશી માવજી રહેવાશી કચ્છ મુંદ્રાના તે મારે સારૂ મારા નામથી તથા મારી તરફથી કચ્છની કોઈ પણ કોર્ટમાંની કોઈ પણ ફરિયાદીમાં અથવા અપિ-લમાં અથવા સ્પેસિયલ અપિલમાં અથવા બીજા ઈનસા-ફના કામમાં હાજર રહેવા સારૂ અથવા ફરિયાદી કરવા સારૂ અગર જવાબ દેવા સારૂ તથા સર્વે કાગળો લેવા સારૂ તથા જેમ હું હાજર હોત ત્યારે એવા સર્વે કામમાં જે કાંઈ કરવાને મને. પરવાનગી હોત અથવા ફરમાવ્યું હોત તેવાં સર્વે કામ કરવા સારૂ મારો ખરો તથા કાયદા પ્રમાણે મુખત્યાર પસંદ કર્યો છે તથા નીમ્યો છે તે મારે

કબુલ મંજુર છે. સંવત ૧૯૪૭ ના ભાદરવા વદિ ૩

શા૦ પાનાચંદ રતનસિંહની સહી દ૦ પોતે.

મંજુર. સાક્ષી.

દ૦ દેવશી માવજી. ૧ સુતાર લાલજી ગાવજી.
દ૦ પોતાના.
૧ શા. દેવરાજ પુનશી.
દ૦ પોતાના.

---

## પંચનામું લખવાની રીત.

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ નોધારાધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુર જી૦ સી૦ આઈ૦ ઈ૦

નામદાર મુંદ્રા દીવાની અદાલતમાં.

શા. કાનજી માવજી રહેવાશી કચ્છ ઝરપરાના } વાદી.
દ૦ પ્રેમજી પુરૂષોત્ત રહેવાશી કચ્છ મુંદ્રાના. } પ્રતિવાદી.

### દાવો.

વ્યાજ સહિત લેણાની કોરી ૨૪૬૭ાા મળવા બાબત.

અમે બંને પક્ષકાર અરજ કરીએ છીએ કે આ કામ આ કોર્ટમાં ચાલે છે. તેનો નિકાલ આણવા અમે બંને પક્ષકારે રાજી ખુશીથી નીચે લખ્યા ગૃહસ્થોને પંચ નીમ્યા છે તેઓ આ કામે જે ઠરાવી આપશે તે અમારે કબુલ મંજુર છે.

૧ શા. ધેલા ધર્મસિંહ. ૧ ઠા. દામજી રામજી.
૧ ખોજા દેવજી પીરા. ૧ મુલ્લાં મહંમદભાઈ ઈબ્રામજી.

સંવત ૧૯૪૭ ના ભાદરવા વદિ ૧૨ શાક્ષી

શા. કાનજી માવજીની સહી દા० પોતે. | ૧ માંડ વેણીરામ જાદવજી દ० પોતાના.
ઠા. પ્રેમજી પુરૂષોત્તમની સહી દ० પોતાના. | ૧ ઠ. વિશનજી લધા દા० પોતે.

---

## સમન ખર્ચ ભરવાનો રીપોર્ટ લખવાની રીત.

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ નોધારા આધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુર જી० સી० આઈ० ઈ० નાગદાર મુદ્રા દીવાની અદાલતમાં.

શા. કહાનજી માવજી રહેવાશી કચ્છ ઝરપરાના } વાદી.

ઠ० પ્રેમજી પુરૂષોત્તમ રહેવાશી કચ્છ મુંદ્રાના. } પ્રતીવાદી.

### દાવો.

વ્યાજ સીખે લેણાની કોરી ૨૪૬ાા

મળવા બાબત.

હું વાદી અરજ કરૂં છું કે મેં પ્રતિવાદીપર આ કોર્ટમાં સદરહુ દાવાની ફરિયાદ કરી છે. માટે પ્રતિવાદીને બોલાવવાના સમન ખર્ચનો કોરી ૧ાા દોઢનો સ્ટામ્પ આ રીપોર્ટ ઉપર ચોડી રજુ કરૂં છું જેથી પ્રતિવાદીને મેહેરબાનીથી સમન કરાવશો.

સંવત ૧૯૪૭ ના અશાડ સુદ ૧૫.

શા. કહાનજી માવજી સહી. દ० ઠ० ખીમજી માવજી ધણીના કહેવાથી;

---

## પુરાવાની દરખાસ્ત લખવાની રીત.

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ નોધારા આધાર અખંડ પ્રૌઢ પ્રતાપ, ધર્મ ધુરંધર મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઇ બહાદુર જી૦ સી૦ આઇ૦ ઈ૦

નામદાર મુંદ્રાની દીવાની કોર્ટમાં.

| | |
|---|---|
| શા. કહાનજી માવજી રહેવાશી કચ્છ ઝરપરાના | વાદી. |
| ઠ. પ્રેમજી પુરૂષોત્તમ રહેવાશી કચ્છ મુંદ્રાના. | પ્રતિવાદી. |

### દાવો.

વ્યાજ સીખે લેણાની કોરી ૨૪૬૭ાા

મળવા બાબત.

હું વાદી અરજ કરૂં છું કે આ કામે પ્રતિવાદીએ દાવાનો જવાબ રજુ કરવા પરથી કોર્ટે ઈસ્યુ મુકરર કરી પુરાવો આપવા આ કામ આજની તારીખે રાખેલું છે. જેથી નીચે મુજબ પુરાવો રજુ કરૂં છું.

ખત એક પ્રતિવાદીના મતાનું.

સદરહુ ખત લખનાર શા. ધર્મસિંહ કહાનજી.

સાખ કરનાર નીચે મુજબ બે ગ્રહસ્થો.

૧ પારેખ રતનસિંહ દેવસિંહ.

૨ શા. વેણીરામ મૂળજી.

સંવત ૧૯૪૭ ના આશો સુદ ૧૫.

શા. કહાનજી માવજી સહી. દ૦ ઠ૦ પ્રેમજી પારખ્યા ધણીના કહેવાથી.

# ફોજદારી અદાલતમાં અરજી લખવાની રીત.

ગૌ બ્રાહ્મણ પતિપાળ નોધારા આધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મિરજાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુર જી. સી. આઈ. ઈ. નામદાર મુંદ્રા ફોજદારી અદાલતમાં.

| નંબર | ફરિયાદીનું નામ, ગામ તથા જાત | ઉંમર | તહોમતદારનું નામ, ગામ તથા જાત | ઉંમર | જે ગુન્હાનું તહોમત હોય તે | ગુન્હો બન્યાની તારીખ અને જગ્યા | સાક્ષીનાં નામ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શા. ગોસર માવજી રહેવાશી વડાળાના | ૪૦ | મોહેણ અલુ વાધા રહેવાશી વડાળાના. | ૩૦ | કલમ ૮૨ પ્રમાણે મારપીટ કરવાનું તથા કલમ ૨૦૩ પ્રમાણે ગાળો દેવાનું | આસો સુદ ૧૫ વડાળાની બજારમાં | ૧ શા. ખેતશી સેજપાલ<br>૧ શા. લખધીર ઉકેડા<br>૧ લુવાર બાઉ ખમીશા |

## વિશેષ હકીકત.

હું ફરિયાદી જાહેર કરૂ છું કે આ તહોમતદાર પાસે મારી ફુટીની કોરી લહેણી હતી તે લેવા જતાં તહોમતદારે મને અનેક ગાળો આપી તથા થપાટ અને ઘુંબાવતી માર મારી છે માટે ઉપર લખ્યા સાક્ષીઓથી તપાસ કરાવી તહોમતદારને કાયદેસર શિક્ષા કરાવશો સંવત ૧૯૪૭ ના મહા વદ ૭.

શા. ગોસર માવજીની સહી દo વકીલ હરીશંકર હીરજી ધણીના કહેવાથી.

---

## સાધારણ રીપોર્ટ લખવાની રીત. (૧)

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ નોધારા આધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજા ધિરાજ મિરઝાં મહારાઓ શ્રી૭ ખેંગારજી સવાઈ બહાદુર. જી. સી. આઈ. ઇ.

મેહેરબાન રાo રાo રેવીન્યુ કમીશનર સાહેબની શેવામાં અમે નિચે સહી કરનાર ગામ શ્રી વોંધના રહેવાશી ઘણીજ નમૃતા પૂર્વક અરજ ગુજારીએ છીએ કે આ ગામમાં વસ્તીનો ઘણોજ વધારો થવાથી અમોને પુરતી જમીન ખેડવા મળતી નથી જેથી દીવસે દીવસે અમારી હાલત ઘણીજ તંગ થતી જાય છે.

અમારા જાણુવામાં એમ છે કે કચ્છની ઉત્તરે રણના મધ્ય ભાગમાં આવેલા ખડીર ટાપુમાં ઘણીજ જોડ પડતર જમીન પડેલી છે જેનો દરબાર શ્રીજીને કાંઈપણુ ભોગ આવતો નથી તેમજ બીજી કાઈ તરેહની પેંદાશ થતી નથી માટે જો દરબાર શ્રીજી અમ ગરીબ રૈયતપર રહેમ નિધા કરી તે જમીનપર અમારા બુટાંનો હક આપે

તથા પ્રથમનાં પાંચ વર્ષ સુધી અમે જમીન સુધારી સારી કરી લઈએ ત્યાં સુધી નિચે મુજબ ઉંચો ભોગ કરી આપવા મેહેરબાની કરે તો અમે ત્યાં જઈ જાથુ વાસો કરી જમીન ખેડવા ખુશી છીએ. આમ થવાથી અમો ગરીબ ખેડુતની પેદાશમાં વધારો થશે, તેની સાથે દરબાર શ્રીજીને ભોગની પેંદાશ ચાલ્લુ આવતી જશે.

પહેલે વર્ષ તમામ ભોગ માફ.

બે વર્ષ સુધી આઠમી પાંતી.

પછીનાં બે વર્ષ સુધી છઠ્ઠી પાંતી.

અને ત્યાર પછી હમેશાં વાગડની રીતે ચોથી પાંતીએ ભોગ ભરાવીએ.

આમારી અરજ પરમ દયાળુ ખુદાવંત અન્નદાતા હજુર સાહેબની હજુર મોકલાવી ઉપરની માંગણી મુજબ જમીન આપાવવા કૃપાવંત થશો. એજ અરજ સંવત ૧૯૪૭ ના માહા વદ ૭.

૧ પટેલ બેચરા નાનજીની સહી દ૦ શા૦ કાનજી રામજી ધણીના કહેવાથી.

૧ ચોધરી* અંબાવી અણુદાની સહી દ૦ ઠ૦ કાનજી ઓધવજી ધણીના કહેવાથી.

---

## રીપોર્ટ લખવાની રીત. ( ૨ )

આજમ સદા મેહેરબાન કૃપા સાગર રા. રા૦

---

* એ રીતે જેટલા જણુ અરજ કરનાર હોય તે તમામની સહી હોવી જોઈએ.

એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબ પ્રાંત કચ્છનાની શેવામાં.

સુ. ભુજનગર.

શ્રી માંડવી બંદરના રહેવાશી ગરીબ વિધાર્થી જોશી જયશંકર પ્રાણજીવનની કુરનસ બિંદગી સાહેબ મોસુફની જનાબમાં રોશન થયા બાદ ઘણીજ નમ્રતા પૂર્વક અરજ ગુજારવાની એવી જે મારી સ્થાતિ તમામ ગરીબ છે. મારા માબાપો ગુજરી ગયાં છે. મારા નિર્વાહનો આધાર કાંઈ નથી તેમ કોઈ નજદીકનો સગો પણ નથી કે જે મારૂં ગુજરાન કરી ભણાવે. મારાં માબાપ ગુજરી ગયા પછી હું મારી માશીને ત્યાં રહું છું. તેમની હાલત પણ જોઈએ તેટલી સારી નથી તોપણ તેમણે જેમ તેમ કરી આટલા દીવસ મારૂં પાલણ પોષણ કરી ઈંગ્લિશ ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કરાવ્યો. હવે અહીંઆં વધારે અભ્યાસ કરવાનું સાધન ન હોવાથી ભુજમાં રહી વધારે અભ્યાસ કરવા મારી ઇચ્છા થાતાં આપ નામદાર સાહેબને અરજ કરવાની એટલીજ કે—

કચ્છની પ્રજામાં સારી રીતે કેળવણીનો ફેલાવો થાય તથા ગરીબ અને તવંગર બંને તેનો લાભ લેવામાં પછાત ન રહે તેટલા માટે જેની શક્તિ કેળવણી લેવાના કામમાં ખર્ચ કરી ભણી શકે તેટલી ન હોય તેવા ગરીબ વિધાર્થીને માટે નેક નામદાર પરમ દયાળુ પરોપકારી અન્નદાતા ખુદાવંત હજુર સાહેબે ઘણીક સ્કોલરશીપો કાઢેલી છે તેમાંની જે સ્કોલરશીપ ખાલી હોય તે મને મળવા મહેરબાનીથી બંદોબસ્ત કરાવવા પરવર્શી કરાવશોજી કે જેથીમારો હું અભ્યાસ વધારી, મારી હાલતમાં સુ-

ધારો કરી, સારી સ્થીતિમાં આવું એજ વિનંતી સંવત ૧૯:૭ ના મહા વિદ ૭ તા. ૩-૩-૯૧.

લ૦ આગ્યાનુંસારી શેવક.

**જોશી જયશંકર પ્રાણજીવન.**

---

## નામજોગી હુંડી લખવાની રીત. (૧)

સ્વસ્તિ શ્રી મુંબઈબંદર મહાશુભસ્થાને સર્વે શુભોપમા જોગ ભાઇ શ્રીપ ઠ૦ એભજી શીવજી ચ૦ શ્રી મુંદરા બંદરથી લ૦ ભાઈ જેરામ શીવજીના જેગોપાળ વાંચજો જત અત્રેથી રાખ્યા શા. પાનાચંદ રતનસિંહ પાસેથી રૂપિયા ૧૦૦૦) અંકે એક હજાર પુરા લીધા છે. તે હુંડી પોતા પછી મુદત દીન ૪ ચાર કેડે આપજો.

નામે શા. લક્ષમીચંદ ગોપાલજીની વતી શા. હેમચંદ લાલચંદને આપજો નિશાની કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૪૭ ના મહા વિદ ૮ વાર ભોમે

લ૦ ઠ૦ જેરામ શીવજી હ૦ ઠ૦ ખીમજી જેરામના જેગોપાળ વાંચજો દ૦ મહેતા વજેશંકર જટાશંકર.

| નીમે રૂપિયા ૫૦૦ પાંચસોથી બમણા જુમલે રૂપિઆ ૧૦૦૦ હજારે આપજો. | રૂ ૧૦૦૦ |
|---|---|

ઠ૦ શ્રી પ. એભજી શીવજી હુંડી શ્રી મુંબઈ બંદરની છે.

## નામજોગી હુંડીઓ લખવાની રીત. (૨)

સ્વસ્તિ શ્રી માંડવી બંદર મહાશુભસ્થાને સર્વે શુભોપમા જોગ્ય શા શ્રીપ. જેતસિંહ અમરચંદ ચ૦ શ્રી અંજારથી લ૦ ઠ૦ કલ્યાણજી પ્રાગજીના જેગોપાળ વાંચજો જત અત્રેથી રાખી જોશી પ્રેમજી કાનજી પાસેથી કોરી ૧૨૦૦ અખરે બારસો પુરી લીધી છે તે હુંડી પોતા

પછી મુદત દીન ૧ એક કેડે દેજો. નામે ઠ૦ દેવજી મા-
ધવજીની વતી ઠ૦ કાનજી ઓધવજીને દેજો. નીશાની કા-
ગળ મધ્યે લખશું. સંવત ૧૯૪૭ ના મહા વદ ૮
વાર ભોમે.

લ૦ ઠ૦ કલ્યાણજીના જેગોપાળ વાંચજો.

| | |
|---|---|
| નીમે કોરી ૩૦૦ ત્રણસોથી ચોગણી.<br>જુમલે કોરી ૧૨૦૦ બારસો પુરી આપજો | કોરી ૧૨૦૦ |

શાશ્રી ૫ જેતસિંહ અમરચંદ હુંડી શ્રી માંડવી બં-
દરની છે.

---

## શાહજોગી હુંડી લખવાની રીત.

સ્વસ્તિશ્રી મુંબઈ બંદર મહાસુભસ્થાને સર્વે શુભોપમા
યોગ્ય પુજ ભાઈ શ્રીપ એભજી શીવજી ચ૦ શ્રી મુંદ્રાબં-
દરથી લ૦ ભાઈ જેરામ શીવજીના જેગોપાળ વાંચજો જતો
અત્રથી રાખ્યા શાહ પાસેથી રૂ૧૫૦૦) અખરે પંદરસો
તે હુંડી પોતા પછી મુદત દીન વળતા કેડે દેજો. નામે
શાહ વેપારી જોગ ગિરથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપ-
જો નિશાની એજે કાગળ મધે લખશું. સંવત ૧૯૪૭
ના મહા વદ ૮ વાર ભોમે.

લ૦ ઠ૦ જેરામ શીવજી ઠ૦ ખીમજી જેરામના જે-
ગોપાળ વાંચજો ઠ૦ મહેતા ત્રજેશંકર જટાશંકર.

| | |
|---|---|
| નીમે રૂ૭૫૦ સાતસો પચાસથી બમણા<br>જુમલે રૂ૧૫૦૦ પંદરસો પુરા આપજો. | રૂ ૧૫૦૦ |

ઠ૦ શ્રીપ એભજી શીવજી હુંડી શ્રી મુંબઈ બંદરની છે.

---

## પેઠ લખવાની રીત.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાસુભસ્થાને સર્વે શુભો-

પમા યોગ્ય પુજ ભાઈ શ્રીપ એભજી શીવજી ચ૦ શ્રી મું-
દ્રા બંદરથી લ૦ ભાઈ જેરામ શીવજીના જેગોપાળ વાંચ-
જો. જત તમારે ઉપર હુંડી રૂ૧૫૦૦ અંકે પંદરસોની
લખી અમારી રાખ્યા શાહ પાસેથી મુદત દીન વળતા ફેરે
લખી સંવત ૧૯૪૭ ના મહા વદ ૮ વાર ભોમેની નામે
શાહ જેમની તે હુંડી રાખ્યાવાળો ધણી કહે છે જે હુંડી
ગેરવલે પડી છે તેથી આ પેંઠ લખી આપી છે. જો હુંડી
ગેરવલે પડી હોય તો આ પેંઠ શીકારી નાણું દેજો. ને
જો નાણું દીધાં હોય તો આ પેઠ વાંચીને ફાડી નાંખજો
તમે તમારો આવરો, રોજમેળ, નોંધ, ખાતું જોઈ તપાસી
ચોકસ કરીને આપજો. અમે તમને હુંડી તથા પેંઠ સનદ
બે મળીને એકવાર મુજરે આપીશું. સંવત ૧૯૪૭ ના
મહા વદ૦)) ભોમ.

લ૦ ઠ૦ જેરામ શીવજી ઠ૦ ખીમજી જેરામના જે-
ગોપાળ વાંચજો.

| નીમે રૂપિયા ૭૫૦ સાતસો પચાશથી બમણા જુગલે રૂપિયા ૧૫૦૦ પંદરસો આપજો. | રૂ ૧૫૦૦ |
|---|---|

---

## પરપેંઠ લખવાની રીત.

સ્વસ્તિ શ્રી મુંબાઈ બંદર મહાશુભસ્થાને સર્વે શુ-
ભોપમા યોગ્ય પુજ ભાઈ શ્રી ૫ ઠ૦ એભજી શીવજી ચ૦
શ્રી મુંદ્રા બંદરથી લ૦ ભાઈ જેરામ શીવજીના જેગોપાળ
વાંચજો જત તમારે ઉપર હુંડી રૂપિયા ૧૫૦૦ અંકે પં-
દરસોની લખી અમારી રાખ્યા શાહ પાસેથી મુદત દીન
વળતા ફેરેની લખી મહા વિદ ૮ વારભોમેની, નામે શાહ
જેમની લખી છે. તે રાખ્યા વાળો ધણી કહે છે જે હુંડી
ગેરવલે પડી છે ત્યારે તેની પેંઠ એક સંવત ૧૯૪૭ ના

મહા વિદ ૦)) વાર ભોમની લખી આપી છે. તે પણ રાખ્યાવાળો ધણી કહે છે જે ગેરવલે પડી છે. ત્યારે આ પરપેંઠ લખી આપી છે. જો હુંડી તથા પેંઠ ગેરવલે પડી હોય તો આ પરપેંઠ શીકારી નાણું આપજ્યે. અને જો હુંડી અથવા પેંઠનાં નાણું દીધાં હોય તો આ પરપેંઠ રદ છે. વાંચીને ફાડી નાંખજો. તમે તમારો આવરો, રોજમેળ, નોંધ તથા ખાતું જોઈ તપાસી ચોકસ કરી આપજો અમે તમને સનદ ત્રણ થઈને વાર એક મુંજરે આપીશું. તે જાણજો. નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૪૭ ના ફાગણ સુદ ૮ વાર ભોમે.

લ૦ ઠ૦ જેરામ શીવજી હ૦ ખીમજી જેરામના જેગોપાળ વાંચજો. દ૦ મહેતા વજેશંકર જટાશંકર.

| નીમે રૂપિયા ૭૫૦ સાતસોપચાસથી બમણા જુમલે રૂ. ૧૫૦૦ પંદરસો આપજો. | રૂ ૧૫૦૦ |
|---|---|

---

## કાગળ.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને સર્વે શુભોપમા યોગ્ય પુજ ભાઈ શ્રી ૫ ઠ૦ એબજી શીવજી ચ૦ શ્રી મુંદ્રા બંદરથી લ૦ ભાઈ જેરામ શીવજીના જેગોપાળ વાંચજો. જત તમારા ઉપર હુંડી એક રૂપિયા ૧૫૦૦ અંકે પંદરસોની લખી અમારી, રાખ્યા શાહ પાસેથી મુદત દીન વળતા કેડેની, લખી સંવત ૧૯૪૭ ના મહા વિદ ૮ વાર ભોમેની, નામે શાહ જોગની લખી છે. તે રાખ્યાવાળો ધણી કહે છે જે હુંડી ગેરવલે પડી છે ત્યારે તેની પેંઠ સંવત ૧૯૪૭ ના મહા વિદ૦ )) ને વાર ભોમની લખી આપી છે. તે પેંઠ પણ રાખ્યાવાળો ધણી

કહે છે જે ગેરવલે પડી છે. ત્યારે તેની પરપેંઠ સંવત ૧૯૪૭ ના ફાગણ સુદ ૮ વાર ભોમને રોજ લખી આપી છે. તે પરપેંઠ રાખ્યાવાળો ધણી કહેછે જે ગેરવલે પડીછે. ત્યારે આ કાગળ લખી આપ્યો છે જો હુંડી તથા પેંઠ તથા પરપેંઠ ગેરવલે પડી હોય તો આ કાગળ શીકારી નાણું આપજો. અને જો હુંડી તથા પેંઠ તથા પરપેંઠ શીકારી નાણું આપ્યાં હોય તો આ કાગળ રદછે. વાંચીને ફાડી નાંખજો. તમે તમારો આવરો, રોજમેળ, નોંધ તથા ખાતું જોઈ તપાશી આપજો. અમે તમને સનંદ ચાર થઈને વાર એક મુજરે આપીશું તે જાણજો. નીશાની એ જે કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૪૭ ના ફાગણ વિદ ૨ વાર ગરેઉ.

લ૦ ઠ૦ જેરામ શીવજી ઠ૦ ખીમજી જેરામના જે ગોપાળ વાંચજો. દ૦ મહેતા વજેશંકર જટાશંકર.

| નીમે રૂપીયા ૭૫૦ સાતસો પચાસથી બમણા જુમલે રૂપીયા ૧૫૦૦ પંદરસો આપજો. | રૂ ૧૫૦૦ |
|---|---|

---

## જોખમી હુંડી લખવાની રીત.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને સરવે શુભોપમા યોગ્ય પુજ ભાઈ શ્રીપ એબજી શીવજી ચ૦ શ્રી મુંદ્રા બંદરથી લ૦ ભાઈ જેરામ શીવજીના જેગોપાળ વાંચજો. જત અત્ર રાખ્યા શાહ[1] પાસેથી રૂ૮૦૦ અંકે આઠસો પુરા લીધા છે. તે હુંડી જોખમી ગંજે પદાર્થ નાખવો સુલેમાન ઈબ્રામ ધણી ઠ૦ જીવણદાસ પુંજાવાળો પુરત શ્રી મુંદ્રા બંદરથી રૂતની ગાંસડી ભરી હંકાર્યો છે તે શ્રી

---

૧ જોખમી હુંડી નામજોગી લખી હોય તો રાખ્યાવાળાનું નામ લખવું.

મુંબાઈબંદર સહીસલામત પોહોચ્યા પછી મુદત દીન ૪ ચારે કરી દેજો. નીશાની એનજે કાગળ મધે લખીશું. સંવત ૧૯૪૭ ના ફાગણ વદ ૩ વાર શુક્રે.

લ૦ ફ૦ જેરામ શીવજી હ૦ ખીમજી જયરામના જે- ગોપાળ વાચજો. દ૦ પોતાના.

| નીમે રૂપીયા ૪૦૦ ચારસોથી બમણા જુમલે રૂપીયા ૮૦૦ આઠસો આપજો. | રૂ ૮૦૦ |
|---|---|

---

## હુંડી બાબત સમજ.

હર કોઈ સખસ કોઈ શાહુકારને ત્યાં નાણાં ભરીને અથવા પોતાને વહેવારે તે પાસેથી બીજે ગામે નાણાં મ- ળવા ત્રીજા ઉપર કાગળ લખાવી લે તેને હુંડી કહે છે.

જે આસામીએ હુંડી લખાવી હોય તે "રાખ્યા" એ નામથી ઓળખાય છે.

હુંડીના મુખ્ય બે પ્રકાર છે. એક નામ જોગી હુંડી તથા બીજી શાહ જોગી હુંડી.

જે હુંડીમાં જેને નાણાં મળવાનાં હોય તેનું નામ સ્પષ્ટ લખેલું હોય તેને નામ જોગ હુંડી કહે છે. અને જે- માં તે નામની સાથે વિશેષ ઓળખાણ સારૂ તેના શરીર ઉપરનાં ચિન્હો લખેલાં હોય, તે નામ જોગ હુંડીને એં- ધાણ જોગ હુંડી કહે છે.

નામ જોગી હુંડીમાં "રાખ્યા ફલાણા ફલાણા" એમ નામ લખાય છે.

જે હુંડીમાં જેને નાણાં મળવાનાં હોય, તેનું નામ લખેલું ન હોય, ને તેની જગોએ "શાહ જોગ" આપવાનું લખેલું હોય તેને શાહ જોગી હુંડી કહે છે.

શાહ જોગી હુંડીમાં "રાખ્યા શાહ જોગ" એમ લખાય છે.

---

## હુંડીમાં મુદત લખાય છે તે બાબત.

હુંડીમાં મુદત લખવાના વિશેષે કરીને નીચે મુજબ ત્રણ પ્રકાર છે.

૧ દર્શની. ૨ તુર્ત મુદતની. ૩ મુદતી.

જે હુંડીમાં લખ્યું હોય કે હુંડી દેખાડેથી તુર્ત નાણાં આપજો તેને દર્શની હુંડી કહે છે. આવી હુંડીનાં નાણાં હુંડી દેખાડ્યા પછી તુર્તા તુર્ત આપવાં જોઇએ.

જેમાં હુંડી દેખાડેથી નાણાં આપવાનું લખ્યું હોય તેને તુર્ત મુદતની હુંડી કહે છે. આવી હુંડીનાં નાણાં દેખાડ્યા પછી બીજા દીવસ સુધી આપવાં જોઇએ.

જે હુંડીમાં નાણાં આપવાની મુદત લખી હોય તેને મુદતી હુંડી કહે છે. એવી હુંડીમાં નીચે મુજબ મુદત લખવા રીવાજ છે.

એક એક દીવસની
ચાર ચાર દીવસની
ત્રીશ ત્રીશ દીવસની
પીશતાલી પીશતાલીશ દીવસની.
પાંસઠ પાંસઠ દીવસની.
એકાણું એકાણું દીવસની.

જે હુંડીમાં મુદત દીન ૧ એકની લખેલી હોય તેનાં નાણાં અંજારમાં દેખાડ્યા પછી પાંચથી આઠ રોજ સુધીમાં, ભુજમાં પાંચથી બાર રોજ સુધીમાં, અને મુદ્રા તથા માંડવીમાં દેખાડ્યા પછી આઠ દીવસની અંદર જેના ઉ

પરની હુંડી હોય તેણે નાણાં આપવાં જોઇએ.

ચાર ચાર દીવસની મુદતની હુંડીનાં નાણાં, અંજારમાં અઢારથી વીશ દીવસ સુધીમાં, ભુજમાં સતરમા દીવસથી પચીશ દીવસ સુધીમાં, મુંદ્રામાં વીશથી બાવીશ દીવસ સુધીમાં શીકારનારે દેખાડ્યા પછી નાણાં આપવાં જોઇએ.

ત્રીશ, પીસતાળીશ, પાંસઠ તથા એકાણું દીવશની મુદતની હુંડીનાં નાણાં બધાં શહેરોમાં લખ્યાની મુદતથી તે જેટલા દિવસની મુદત હોય તે પુરી થતાં તર્તજ આપવા રીવાજ છે. પણ મુદત વીતી ગયા પછી હુંડી આવે તો દેખાડ્યા પછી એક બે દીવસે નાણાં આપવા રીવાજ છે.

શાહ જોગી હુંડીનું બજાર ભાવે વેચાણ થઇ શકે છે. પણ નામ જોગ હુંડીનું ઘણું કરીને વેચાણ થઇ શકતું નથી.

---

## હુંડી બાબત શાહુકારના કેટલાક નિયમો.

હુંડી ગેરવલે પડે તો પેંઠ લખી આપે.

પેંઠ ગેરવલે પડે તો પરપેંઠ લખી આપે.

પરપેંઠ ગેરવલે પડે તો કાગળ લખી આપે.

જે સખ્સના ઉપર હુંડી લખી હોય તે સખ્સ ખુશીથી ન સ્વીકારે તો હુંડી લખનારે હુંડીના પૈસા ઉપરાંત ભુજ, માંડવી, અને મુંદ્રામાં ટકા ૧ એક લેખે વ્યાજ આપવું પડે છે. પણ અંજારમાં એક મહીના સુધીનું વ્યાજ મળતું નથી, ઉપરાંત મુદતનું ટકા ૧ એક પ્રમાણે વ્યાજ મળે છે.

હુંડીનું વેચાણ લેમાં વટાવ ખોટનું પ્રમાણ નહિ. લેનાર દેનારની ગરજ ઉપર ભાવનું પ્રમાણ રહે

હુંડી સકરાય નહીં તો, હુંડી જેના હાથમાં હોય તેને હુંડી લખનાર અથવા વેચનાર વ્યાજ ઉપરાંત નીચે લખ્યા પ્રમાણે વરતી આપે છે.

ભુજ, માંડવી અને મુંદ્રામાં નિકરામણુ ટકો ૧ એક કાશીદથી હુંડી પાછી આવી હોય તો તેનું ખેપ ખર્ચ, અને ટપાલમાં આવી હોય તો ટપાલ ખર્ચ, અને રૂપિયાનો ભાવ ફેર જે હોય તે વરતી દેવા રીવાજ છે.

અંજારમાં ભુજ, માંડવી અને મુંદ્રાના શિરસ્તા પ્રમાણે ખર્ચ વરતી આપવા રીવાજ છે. તે ઉપરાંત નિકરામણુનો સેંકડે ટકો ૧ એક વધારે વરતી દેવા રીવાજ છે.

---

## જોખમી હુંડી બાબત.

જે હુંડી લેવાથી કોઈ વસ્તુ સહી સલામત પહોંચવાનો જોખમ હુંડીના લેનાર ઉપર રહ્યો છે. તેવી હુંડીને જોખમી હુંડી કહે છે.

એવી હુંડી લેનાર આસામીને "જોખમી" કહે છે.

જે માલની જોખમી હુંડી હોય તે માલ નિત બંદરે સહીસલામત પહોંચેથી તે હુંડીના પૈસા જોખમીને મળે છે.

જોખમી હુંડીમાં તે વહાણુ પહોંચેથી અમુક મુદતે પૈસા આપવા લખેલું હોય તો તે વહાણુ પહોંચ્યા પછી જેટલી મુદતની હુંડી હોય તેટલી મુદતે તે હુંડીનાં નાણાં શીકારનાર જોખમીને આપે.

માલ દરિયામાં વમાય અથવા વહાણુ ડુબી માલ નાપામે તો તે હુંડીનાં નાણાં જોખમીને મળે નહીં.

માલ થોડો વમાણો હોય તો વરાડના ટકા બાદ કર-

તાં બાકીના પૈસા જોખમીને મળે છે.

જોખમી હુંડી, જોખમી પોતા તરફથી બીજા પાસે વહેચી શકે છે. તે વહેંચતી વખતે જોખમનો બોજો તેણે પોતાને શીર રાખ્યો હોય તો એવા વહેચાણમાં "વગર જોખમી હુંડી કરી મટાવી" એમ કહેવાય છે.

વગર જોખમી કરેલી મટાવેલ હુંડી સિકરાય નહિ, તો વહેંચનાર જોખમીએ તેનાં નાણું નિકરામણુ સિકરામણ સીખે પાછાં આપવાં પડે છે. પણ જો જોખમી કરી મટાવી હોય તો તે જવાબદાર રહેતો નથી.

જે વહાણના માલનો જોખમ ઉતર્યો હોય તે વહાણ સલામત છતાં આખરના સબબથી ભારાકાંઠા અથવા વાપરકાંઠાના બંદરે રહી જાય, અને નિત બંદરે આવી શકે નહિ, તે કારણથી જોખમીથી, જોખમી હુંડી માલ ધણીને પાછી મોકલી શકાતી નથી. જ્યારે વહાણ નિત બંદરે આવી પહોચે અને જેના ઉપર હુંડી હોય તે માલ સંભાળી લે ત્યારે તેને એ હુંડી જોખમી બતાવી શકે છે. વહાણ આવ્યા આગાઊ બતાવી શકે નહીં.

જોખમી હુંડી સિકરાય નહીં અને માલ હુંડીવાળા જોખમીના કબજામાં આવતાં તે માલની કિંમત હુંડીના પૈસા કરતાં ઓછી ઉપજે તો ઘટારાના પૈસા તથા તેના વ્યાજની જવાબદારી હુંડી લખનાર ઉપર પડે છે.

હુંડી કચ્છમાંથી લખાય અને શિકારનાર સખ્સ પરદેશમાં રહેતો હોય તો તે હુંડીમાં રકમનો આંકડો રૂપિયામાં લખાય છે; અને લખનાર અને શિકારનાર આસામી બંને કચ્છનાજ શેહેર કે ગામમાં રહેતા હોય તો હુંડીની રકમનો આંકડો કોરીમાં લખાય છે. તેમજ હુંડી પરદેશથી

લખાઈ હોય અને શિકારનાર કબ્જામાં રહેતો હોય તો તે હુંડીની રકમનો આંકડો પણ કોરીમાં લખાય છે.

હુંડીઓ એક બીજાને સામ સામી લખે છે. અથવા બીડે છે તેમાં થએલો વટાવ ખોટ વરતી લેવાના મુખ્ય બે પ્રકાર નિચે પ્રમાણે છે.

૧ અમારી વતીની હુંડીઓનો ખોટ વટાવ લખનાર અથવા બીડનાર ઉપર છે.

૨ તમારી વતીની હુંડીઓનો ખોટ વટાવ જેને હુંડીઓ બીડીએ તેના ઉપર હોય છે.

અમારી વતી એટલે પોતા તરફનો વેપાર.

તમારી વતી એટલે સામા ધણીની તરફનો વેપાર.

---

## વિભાગ બીજો.

### નામું લખવાની રીત.

**૧ નામું**—ઉપજ અને ખર્ચ અથવા એક બીજા સાથે આપ લે થાય; તેને કાગળ પર નોંધી રાખવી. તેનું નામ "નામુ" લખવું.

**૨ નામું રાખવાના ફાયદા**—જે માણુસની કમાણી ખર્ચ કરતાં વધારે હોય તે માણુસ પૈસાદાર હોય છે અને જે માણુસની કમાણી ખર્ચ કરતાં ઓછી તે ગરીબ હોય છે. પોતાની કમાણી કેટલી છે તથા ખર્ચ કેટલું છે તેનો મુકાબલો કરવા સારૂ નામું રાખવાની જરૂર છે.

નામું રાખ્યા વગર ઉપજ તથા ખર્ચનો મુકાબલો કરી શકાય નહિ. ઉપજ કરતાં વધારે ખર્ચ કરનારને મહા સંકટ ખમવું પડેછે. મોટીમોટી આસામીઓને માટે આપણે એવું સાંભળીએ છીએ કે ઉપજ ખર્ચ નહિ તપાસવાથી તેમને દીવાળું

કાઢવા દહાડો આવેલો છે. આવી આફતથી બચવા માટે નામું રાખવાની જરૂર છે.

નામું એ આરશી છે. આરશીમાં જેમ આપણો ચહેરો જેવો હોય તેવો દેખાઇ આવે છે, તેમ નામું રાખવાથી ઉપજ તથા ખર્ચ સ્પષ્ટ જણાઈ આવે છે. નામું રાખવાથી પોતાની ઉપજ કેટલી છે, ખર્ચ કેટલું છે, કેટલી રોકડ સિલીક છે તથા કેટલી ઉઘરાણી છે. અને આપણી પાસે કોણ કોણ કેટલું કેટલું માગે છે તે જણાઈ આવે છે. તે ઉપરથી બીજાં કામો કરવા અથવા ન કરવાનો વિચાર સુઝે છે. વળી માણસ જાતનો સ્વભાવ એવો છે કે ઘણી વાર ભૂલી જવાય છે, તેથી વખતે કોઈને બે વાર અપાય છે અને વખતે ના કબૂલ જવાય છે. ત્યારે આવાં નુકશાનમાંથી બચાવનાર પણ નામું છે; એટલુંજ નહિ પણ આપણી સાથે સંબંધ રાખતા મુનીમ, ગુમાસ્તા, ચાકર કે નોકર વગેરે લુચ્ચાઈથી ખાઇ જતાં આંચકો ખાય, તે સઘળાં કારણોને લીધે નામું રાખવાની જરૂરછે.

**૩ ચોપડા કેવા કાગળના ને કેમ બાંધે છે**—વેપારી વર્ગ જે ચોપડા બાંધે છે તેમાં ઘણું કરીને એક કાગળનાં ત્રણ અથવા છ પાનાં પાડે છે. દરેક કાગળમાં સળ ચાર સવળા અને ચાર અવળા પાડે છે; કેટલીક વખતે કાગળ નાના હોવાથી ત્રણ ત્રણ સળ પાડે છે. સળ પાડવાનું કારણ એટલુંજ કે તેથી લીટીઓ તથા મથાળાની રકમોનો નિયમ બરાબર રહી શકે છે. કેટલાક વેપારી ચોપડાનાં મથાળાં દોરાથી બાંધે છે. ને કેટલાક મધ્ય[1] ભાગે દોરો નાંખીને બાંધે છે. ચોપડા અમદાવાદી જાડા કાગળના બાંધે છે, કેમકે તે ટકાઊ ને મ-

---

૧ મધ્ય ભાગે દોરેથી બાંધેલા ચોપડા વધારે વજનદાર ગણાય છે.

જબૂતં વધારે હોય છે. કેટલાક અંગબારી જાડા કાગળના અને કેટલાક બીજા હલકા કાગળના પણ બાંધે છે. આવાજ કાગળના ચોપડા બાંધવા એવો કાંઈ મેળ નથી. જેને જેમ ઠીક લાગે તેવા મજબૂત અને ટકાઊ કાગળના બાંધે છે.

---

## નામું લખવાના ચોપડા.

**૪ ભારે વેપારી કે નાણાવટીના ચોપડા—** ૧ રોકડ મેળ ૨ નોંધ[૨]. ૩ આવરો. ૪ ખાતાવહી.

**૫ મધ્યમ વર્ગના વેપારીના ચોપડા—** ૧ રોકડ મેળ. ૨ નોંધ ૩ ખાતાવહી.

**૬ હલકા વર્ગના વેપારીના ચોપડા—** ૧ સુડીઓ (નોંધ) ૨ ખાતાવહી.

૭ કેટલા વેપારીઓ ઉપર લખ્યા ચોપડા સિવાય બીજા નીચે મુજબ પરચુરણ ચોપડા રાખે છે.

૧ બેઠી ખાતાવહી. ૨ કબાલાવહી. ૩ જાંગડવહી ૪ દાણાવહી. ૫ ભરતીયાંવહી. ૬ પરચુરણ હિસાબના ખર્ચની વહી.

**૮ દરબારી ખાતાનો રોકડ હિસાબ રાખવના ચોપડા—** ૧ રોજમેળ. ૨ ખાતાવહી.

**૯ જમા ખર્ચ—** બીજા માણસ પાસેથી રોકડ અથવા બીજી રીતે જે આવે તેનું નામ જમા; અને આપણી પાસેથી રોકડ અથવા બીજી રીતે જે જાય તેનું નામ ખર્ચ.

---

૨ નોંધને કેટલાક જાંગડવહી પણ કહે છે.

## રોકડમેળ રોજમેળ, અને આવરો લખવાની રીત.

૧૦ પ્રથમ ચોપડાને મથાળે સાલ, માસ, તીથિ સાથે વાર એક સળંગ લીટીમાં લખીને પછી ચોપડાનું નામ લખવું પછી તેની નીચે જમે તથા ઉધાર એવાં નીચે પ્રમાણે બે પાસાં પાડવાં. તથા તે નીચે દરેક બાજુએ બેવડી લીટી દોરવી.

| જ૪ | ઉ |
|---|---|

૧૧ જમે તરફના ચાર સળમાંથી એક સળ રકમોના આંકડા લખવાનો રાખી બાકીના ત્રણ સળમાં લીટી દોરવી.

૧૨ મેળ નવેસર લખવાનો શરૂ કર્યો હોય તો, પ્રથમની લીટીમાં ડાબી બાજુએ એક સળની જગ્યા ખાલી રાખેલી હોય તેમાં આવી રીતે ૦)૧ા હોળીઓ કરી માથે સવા દોકડો લખીને, પછી લીટીમાં લખવું કે "શ્રીપુરાત" અથવા "શ્રીપ્રાંત" કેટલાક "શ્રી લાભ સવાયાં" કે "શ્રી ગણેશાયનમ:" પણ લખે છે. અને જો મેળ ચાલતો હોય તો જે દીવસનો મેળ લખવો હોય તે દિવસ મથાળે લખી, જમા ઉધાર નાંખી પ્રથમ ડાબી બાજુએ ગયા દિવસની સિલીક બાકી હોય તે લખી "શ્રી પુરાંત બાકી" અથવા "શ્રી પ્રાંત ગયા રોજની બાકી" અથવા "શ્રી પ્રાંત છે" એમ લખવું. પણ દરબારી રોજમેળમાં પ્રથમ ગયા દિવસની સિલીક હોય તે આંકડામાં લખી, લીટીમાં "સિલીક રોજ ગુદસ્ત આખરની બાકી" અથવા "સિલીક રોજ ગયા આખરની બાકી" એમ લખાય છે. અને પછી તેની નીચે જમા તરફ એવડી લીટીમાં "જમા રોજ મજકુરમાં" અને ઉધાર તરફ "ખ-

રચ રોજ મજકુરમાં' એમ લખાયા પછી જમા ખર્ચની રકમો માંડે છે.

૧૩ જો કોઇ રકમ આવે તો જમા તરફ જેટલી રકમ આવી હોય તેટલી પહેલા સળમાં આંકડામાં લખીને પછી લીટીમાં જેની તે રકમ આવી હોય તેનું અટક સાથે નામ લખીને "જમા" એમ લખવું. અને જાય તો ઉધાર બાજુએ પહેલા સળમાં તે રકમ આંકડામાં માંડીને પછી લીટીમાં જેને ખાતે તે રકમ આપી હોય તેનું અટક સાથે નામ લખીને "ખાતે ઉધાર" એમ લખવું. અને પછી તેની નીચે બીજી લીટીઓમાં વિગતવાર બરાબર હકીકત લખવી.

૧૪ રોકડ, માલ વગેરે ચીજો કોઈ આસામીને ત્યાંથી આવી હોય, કે કોઇ આસામીને અપાઈ હોય ત્યારે પેટામાં બધી વિગત વાર હકીકત લખવી જોઇએ.

રોકડી કોરી આવી હોય ત્યારે "અંકે આટલી કોરી રોકડી" એમ લખીને જે માણસ આપી ગયો હોય તેનું અથવા આપણું માણસ જઇને લઇ લાવ્યું હોય તો તેનું નામ હસ્તે લખવું. તેમજ કોઇ રકમ અપાણી હોય તો ઉધાર બાજુએ માંડી ઉપર મુજબ હસ્તે કરવું.

માલની આપ લે થઇ હોય તો આટલી કોરીનો ફલાણો માલ, તે સાથે તોલ કે માપ લખીને પ્રત કેટલી કોરી લેખે આપ્યો કે લીધો તેનો ભાવ દર્શાવવો; અને બરાબર હકીકત લખાઇ રહ્યા બાદ હસ્તે લઈ આવનાર અથવા લઈ જનારનું નામ લખવું.

૧૫ એકજ રકમની આપ લે થઈ હોય તો બધી હકીકત મથાળાની લીટી મુજબ એક સરખી લીટીઓમાં લખવી. પેટું પાડી હકીકત લખવા જરૂર નથી.

૧૬ એક કરતાં વધારે રકમોની એકજ માણસ સાથે આપ લે થઇ હોય તો પ્રથમની લીટીમાં કલમ ૧૪ મીમાં કહ્યા પ્રમાણે હકીકત લખી રહ્યા પછી પેટામાં વિગતવાર હકીકત લખવી.

પેટા રકમો બધી લખાઈ રહે ત્યારે તમામ પેટા રકમોનો છેવટ બેવડી લીટી દોરી તેની નીચે સરવાળો કરવો. તે સરવાળો મથાળે ભરેલી રકમો જેટલોજ થવો જોઇએ.

૧૭ ઉપર મુજબ એક આસામીની કલમ[1] પુરી થઈ રહે ત્યારે તે પુરી થઇ રહેલી છે એમ સ્પષ્ટ જણાઇ આવવા સારૂ મોટી લીટી જેવડીજ નીચે બેવડી લીટી દોરવી.

---

## ખાતાં બાબત સમજ.

૧૮ ખાતાંની મુખ્ય બે જાત છે. અ. માંડી વળાય એવાં બ. ન માંડી વળાય એવાં.

અ. કેટલાક ખાતાં એવાં છે કે જે સાલ આખરે માંડી વળાય છે. આવાં ખાતામાં ખાતાંદાર કોઈ માણસ ન હોય પણ હકીકત બરાબર સમજવા સારૂ આસામીની પેઠે નામની કલ્પના પાડી ખાતું પાડે છે. આવાં ખાતાં બહું થોડાં હોય છે. જેમકે ઘર ખર્ચ ખાતું, ધર્માદાખાતું, વ્યાજખાતું, ખરીદ વકરાખાતું, ઢોરખાતું, વગેરે કેટલાંક ખાતાં એવાં છે કે તેમાં થએલો નફો નુકશાન એક ખાતે લઇ જઇને તે ખાતાં માંડી વળાય છે.

બ. કેટલાકે ખાતાં એવાં છે કે જે વરસ આખરે

---

[1] કલમ એટલે રકમ.

માંડી વળાતાં નથી. એટલે કે હરકોઇ માણુ-
સનું ખાતું જેની સાથે આપ લેનો વહેવાર
ચાલ્યો હોય તેની સાથે વરસ આખરે ચોખ
કરતાં લેણું દેવું રહેતું હોય તો તે વરસ
અખરે માંડી વળાશે નહીં; પણ તે આવતા
વરસમાં તાણવું પડશે જેમ સંવત ૧૯૪૭
ની સાલમાં આપણી પાસેથી દા૦ મૂળજી
માધવજી કોરી ૧૫૦ એકસો પચાસ લઇ ગયા
અને તેમાંથી કોરી ૧૦૦ સો પાછી ભરી
ગયા તો બાકી તેને ખાતે કોરી ૫૦ પચાસ
રહેશે તે વરસ આખરે માંડી વળાશે નહીં.
પણ સંવત ૧૯૪૮ ની સાલમાં ખેંચવી પડશે.

---

## માંડી વળાય એવાં ખાતાંની સમજુતી.

**૧૯ જણસવાર ખાતાં**—ઘણા મોટા વેપારી, જેઓ જૂદા જૂદા દેશો સાથે જૂદી જૂદી વસ્તુઓનો વેપાર કરે છે તેઓ દરેક વસ્તુમાં થતો નફો, નુકશાન જાણવા સારૂ જણસ વાર જૂદાં જૂદાં ખાતાં રાખે છે. જેવાં કે ગોળ ખાતું, ઘી ખાતું, તેલ ખાતું, સંધી ચોખા ખાતું, ખોળવહી ચોખા ખાતું, જીરાસાહી ચોખા ખાતું, મગ ખાતું, બાજરા ખાતું, ઘઉં ખાતું હેમ ખાતું, રૂપા ખાતું ઈત્યાદિ દરેક જણસ વાર જૂદાં જૂદાં ખાતાં રાખે છે. આવી રીતે દરેક જણસ વાર જૂદાંજૂદાં ખાતાં રાખવાથી દરેક જણસમાં થતો નફો. નુકશાન જણાઈ આવેછે.
૨૦ જણસ વાર ખાતાં રાખનાર વેપારીઓ દરેકજણસ જાણે જૂદીજૂદી આસામી હોય ની! તેની પેઠે ખાતાં પાડી જમા ઉધાર કરે છે. જેમ કોઇ માણસની સાથે આપ લેનો વહેવાર

હોય અને તેની સાથે જેમ તે કોરી લઇ જાય તો તેને ખાતે માંડીએ છીએ અને તે પાછી આપી જાય તો તેની જમા કરીએ છીએ તેવીજ રીતે આ ખાતાનું જમા ઉધાર થાય છે જેમકે બાજરો કળશી ૧॥ પ્રત કોરી ૧૨૦ લેખે લીધો હોય તો તેમાં ખરચેલી કોરી ૧૮૦ બાજરા ખાતે ઉધારવી જોઈએ, અને પછી પાછો તેજ બાજરો કળશી ૧। પ્રત કોરી ૧૩૦ લેખે વેચાણો ત્યારે તેની આવેલી કોરી ૧૬૨॥ બાજરા ખાતે જમે કરવી. બાકી કળશી ૦। રહ્યો તે પ્રત કોરી ૧૨૫ લેખે વેચ્યો તેની કોરી ૩૧। આવી તે પણ બાજરા ખાતે જમા કરવી. એટલે બાજરા ખાતે કોરી ૧૮૦ ખર્ચી હતી અને કોરી ૧૯૩॥ ઉપજી એટલે બાજરામાં એકંદર કોરી ૧૩॥ પોણી ચૌદ વટાવ રહ્યો આવી રીતે દરેક જણસનું જુદુ જુદુ ખાતું રાખવાથી દરેક જણસમાં થએલો ખોટ વટાવ જણાઈ આવે છે.

૨૧ કેટલાક વેપારીઓ આવી રીતે જણસવાર જુદાં જુદાં ખાતાં રાખવાથી ઘણા ખાતાં થઇ જાય, તેટલા માટે જણસ વાર જુદાં જુદાં ખાતાં ન રાખતા મુખ્ય મુખ્ય જણસવાર ખાતાં પણ રાખે છે. જેમકે અનાજ ખાતું, કાપડ ખાતું, સોના રૂપા ખાતું ઇત્યાદિ એટલે અનાજ ખાતું, મુખ્ય રાખવાથી બધી જાતનાં અનાજ જેવાં કે સંધી ચોખા, જીરાસાઇ ચોખા, ખોળવહી ચોખા બાજરો મગ, ઘઉં વગેરે તમામ અનાજનું એકજ ખાતું થઇ જશે. તેમજ કાપડ ખાતામાં પણ માદરપાટ, મલમલ, મદ્રાશી, પાણકોરૂં વગેરે કાપડનું એક ખાતું થઈ જશે, તેવીજ રીતે બધાં ખાતાંનું પણ તેમજ જાણવું.

**૨૨ ખરીદ વકરા ખાતું**—કેટલાક વેપારીઓ જે-ઓની ઈચ્છા થોડાં ખાતાં રાખવાની હોય, અને એકંદ-ર નફો નુકશાન જાણવાનીજ માત્ર ઈચ્છા રાખતા હોય, તેવા વેપારી "ખરીદ વકરા ખાતુ" એવું એકજ ખાતુ રાખે છે. અને પછી ગમે તે જણસ વેપાર સારૂ વેચાતી લે ત્યારે તેમાં ખરચેલી રકમ ખરીદ ખાતે ઉધારે છે અને પછી તે ચીજોનું જેમ જેમ વેચાણ થતું જાય તેમ તેમ તે ચી-જોમાંથી ઉપજેલી રકમ* વકરા ખાતે જમે કરે છે. જેમ—

મગ કળશી ૨॥ અઢી પ્રત કોરી ૧૨૦ એકસો વીશ લેખે તથા બાજરો કળશી ૦॥ અરધ પ્રત કોરી ૯૫ પચાણું લેખે ખરીદે તો મગની કોરી ૩૦૦ ત્રણુસો તથા બાજરાની કોરી ૪૭॥ સાડી સુડતાલીશ મળી એકંદર દર કોરી ૩૪૭॥ ત્રણુસો સાડી સુડતાલીશ ખરીદ ખાતે ઉધારે છે અને પછી તે જ્યારે વેચાય ત્યારે વકરા ખાતે જમા કરે છે.

**ટીકા**—ખરીદ એટલે ખરીદવું અથવા વેચાતું લેવું અને વકરો (મુળ શબ્દ વિક્રય) એટલે વેચવું. એટલે એ બે શબ્દોના અર્થ જુદા જુદા થાય છે પણ તેનું એકજ ખાતું રાખવામાં આવે છે. કારણ કે માણસનું જેમ ડા-બું અને જમણું પાસું મળીને એક અંગ થાય છે તે-વીજ રીતે "ખરીદ" અને "વકરો" એ બે શબ્દ મળીને એક ખાતું થાય છે. અને ખાતાં વહીમાં પણ તેજ પ્રમાણે "ખરીદ વકરા ખાતુ" એકજ પાડે છે.

---

* કેટલાક જણ વકરા ખાતે જમે કરવાને બદલે ખરીદ ખાતેજ જમા કરે છે. અને ખાતાવહીમાં પણ તે ખાતાને મથાળે "ખરીદ ખાતુ" એમ લખે છે.

**૨૨ વ્યાજ ખાતું**—જે વેપારી બીજા લોકોનીસાથે વ્યાજુ ધીરવાનો ધંધો કરે છે. તેઓ વ્યાજ ખાતું જૂદુ રાખે-છે. ધીરેલી રકમનું વ્યાજ આવે તે અથવા ચડાવાની રકમ આવે તે વ્યાજ ખાતે જમા કરે છે. તેમજ તેઓને જે વ્યાજ ભરવું પડે છે. તે વ્યાજ ખાતે ઉધારે છે. આથી વ્યાજ-વટામાં શું નફો નુકશાંન થયું તે જણાય છે. જેમ—

સંવત ૧૯૪૭ના કારતક સુદ ૨ ને રોજ કોરી ૫૦૦ પાંચસો ટકા ૦। પાને વ્યાજે લઈએ અને તેજ કોરી ૫૦૦ પાંચસો ટકા ૦।।। પોણા લેખે બીજાને આપીએ તો તેમાં કોરી ૧૫ પંદર બાર મહીને વ્યાજની ભરવી પડે તે વ્યાજ ખાતે ઉધારવી અને કોરી ૪૫ પીસતાલીશજે વ્યાજની આવી તે વ્યાજ ખાતે જમા કરવી એટલે એકંદર તારીજ કરતાં કોરી ૩૦ ત્રીશ વ્યાજ વટામાં રહ્યો.

**૨૩ ઢોર ખાતું**—જેઓ ઢોરનો વેપાર કરે છે. તે ઢોર ખાતું જુદુ રાખેછે. ઢોર વેચાતાં લેતાં જે રકમ બેશે તે ઢોર ખાતે ઉધારવામાં આવે છે. અને તે ઢોર પાછાં વેચાતાં જે પૈસા ઊપજે તે ઢોર ખાતે જમા થાય છે.

**૨૪ ગરાશ[1] ખાતું**—જે લોકો જમીન વગેરે ગરાશ ખરીદે છે તે લોકો ગરાશ ખાતું રાખે છે. ગરાશ વેચાતો લેતાં જેટલા પૈસા બેશે તેટલા ગરાશ ખાતે ઊધ-રાય છે. અને તે ગરાશ વેચતાં ઊપજેલા પૈસા ગરાશ ખાતે જમા થાય છે.

**૨૫ ગરાશની ઉપજ ખાતું**—જેઓને ગરાશ રા-ખી, તેમાં શું ફાયદો થાય છે તે જાણુવાની ઈચ્છા હોય

---

૧ ગરાશને કેટલાક ગીરાશ પણ કહે છે.

છે તેઓ "ગરાશની* ઉપજ ખાતું" એ નામે ખાતું રાખે છે તે પરથી તે ગરાશની બાર માસની કેટલી ઉપજ આવી તે જણાય છે અને તે ઉપરથી તે ગરાશ ઉપર ખર્ચેલી રકમનું વ્યાજ શા દરે પરવડે છે તેનો હિસાબ કરી, સારી રીતે વ્યાજ પરવડતું હોય તો બીજો વધારે ગરાશ ખરીદવા તજવીજ કરે છે. અને જો વ્યાજ બરાબર ન પરવડતું હોય તો ગરાશ વહેંચી કાઢવાની તજવીજ કરે છે.

વળી જો તે ગરાશ, બળદ વગેરે સમચો રાખી ખેડાવતો હોય તો "ગરાશની ઉપજ ખાતું" રાખવાને બદલે, "ગરાશ ઉપજ ખર્ચ ખાતું" એ નામનું ખાતું રાખે છે. એટલે ખેડ કરવા વગેરેનાં હથીયારો તથા તે ખેડવાને માટે માણસો રાખવાં પડે, તથા ખેડ બાબત મૂલ મંજુર વગેરે જે ખર્ચ થાય, તેના પૈસા આપવા પડે, તે ગરાશ ખર્ચ ખાતે મંડાય, અને તે ખેતર વગેરે ગરાશની ઉપજ આવે તે ગરાશ ઉપજ ખાતે જમા થાય તે પરથી બાર મહિને શું ઉપજ આવી અને શું ખર્ચ થયું તે જણાઈ આવે છે.

**૨૬ ઘરેણા ખાતું**—આ ખાતામાં ઘરેણાં ઘડાવવામાં જે ખર્ચ થાય છે તે આ ખાતે ઉધારીને અપાય છે. કરાવેલાં ઘરેણાં જોકે વેપાર સારૂ કરાવેલાં નથી હોતાં પણ ઘરમાં વાપરવા સારૂ કરાવેલાં હોય છે. તોપણ તે ખર્ચ ખાતે માંડતા નથી. કારણકે ઘરેણાંને તેઓ એક જાતની મિલકત ગણે છે.

**૨૭ ઘર ખર્ચ ખાતુ**—ઘરમાં વાપરવા સારૂ લીધે-

* કેટલાક તો ઠામવાર જુદાંજુદાં ખાતાં રાખે છે.

લી વસ્તૂઓના ખર્ચેલા પૈસા ઘર ખર્ચ ખાતે મંડાય છે. આ ખાતુ દરેક માણસે રાખવું જોઈએ. કારણ કે ઘરમાં વાપરવા સારૂ વસ્તુઓ દરેક માણસને ખરીદવીજ પડે છે. અને તેમાં એકંદર કેટલું ખર્ચ થાય છે તે આ ખાતુ રાખવાથી સ્પષ્ટ જણાઇ આવે છે.

**૨૮ ધર્માદા ખાતું**—પરોપકાર માટે વાપરેલી રકમ ઘર ખર્ચ ખાતે ન માંડતાં, આ ખાતે મંડાય છે. હર કોઈ પોતાના ગજા પ્રમાણે ધર્મ કરે છે. એટલે વર્ષ આખાગાં કેટલું ધર્માદા વપરાયું તે ખાતાથી જણાય છે. કેટલાક જણ, જેઓ આવા કાગમાં મોટી રકમ ખર્ચતા નથી, પણ જુજ રકમ ખર્ચે છે તેવા લોકો આ ખાતું રાખતા નથી. પણ જે રકમ ધર્મ દાન કરવામાં ખર્ચે છે, તે રકમ ઘર ખર્ચ ખાતે માંડીને આપે છે. પણ કેટલાક મોટા વેપારી તો પોતાની કમાણીમાંથી દશમો, વિશમો કે તેથી વધારે ઘટારે અમૂક ભાગ ધર્માદા કાઢે છે. તેવા વેપારી તો આ ખાતું અવસ્ય રાખે છે. વર્ષ આખરે ધર્માદા કરેલી રકમ આ ખાતામાં જમા કરે છે. અને પછી તે રકમ જેમજેમ ખર્ચાતી જાય છે તેમતેમ તે ખાતે ઉધરાય છે.

**૨૯ વધાવા ખાતું**--જેઓ આબરૂદાર ગૃહસ્થ હોય છે અને જેઓને વર્ષમાં વધાવાનું ખર્ચ ઘણુજ કરવું પડે છે. તેઓ વધાવા ખાતું જુદુ રાખે છે. કોઈના તરફથી વધાવાની રકમ આવે તો તે રકમ વધાવા ખાતે જમા કરે છે. અને પોતે કોઈને ત્યાં વધાવું મોકલાવેતો તે રકમ વધાવા ખાતે માંડીને મોકલાવે છે.

**૩૦ ખોટ વટાવ ખાતું**—આ ખાતામાં નાણાં

ફેરફારની કસર, હુંડીઆમણુ ખાતું જુદુ રાખ્યું હોય તો તેમાં થએલો ખોટ વટાવ, બ્યાજ ખાતું જુદુ ન રાખ્યું હોય તો બ્યાજની જે રકમ આવે તે, ધીરેલી રકમોમાં મૂળ રકમો ઉપર ચઢેલો ચડાવો અને સરવૈયું કાઢવા સારૂ જુદી જુદી રકમો; એ વગેરે બાબતોનું જમા ખર્ચ આ ખાતે મંડાય છે.

૩૧ માલ વગેરે ચીજો લાવતાં કે મંગાવતાં, તેનું ભાડું, વહાણુ કે આગ બોટનું નૂર, તે ઊપર લેવાતું દાણુ, દલાલી, મજૂરી વગેરે જે ખર્ચ થાય તે, તે માલ અથવા ખરીદ ખાતે ઊધારાય છે. કેમકે માલ ઊપર થએલો ખર્ચ તે માલ ઊપર ગણીને પછી તે માલ પુરવતે વેચવામાં આવે છે.

હુંડીઆમણુ ખાતું—હુંડીની આપ લે કરનાર હું-ડીઆમણુ ખાતું જૂદુ રાખે, છે. હુંડીમાં થએલો વટાવ આ ખાતે જમા કરે છે. અને તેમાં ગએલી ખોટ આ ખાતે ઊધારે છે. એટલે વરસ આખરે હુંડીઆમણમાં શું નફો નુકશાન થયું તે જણાઈ આવે છે. જેઓ હુ-ડીઆમણુ ખાતું જૂદુ રાખતા નથી તેઓ આ ખાતે થએલ ફાયદો કે નુકશાન ખોટ વટાવ ખાતે જમા ઊધાર કરે છે.

---

## રોકડાં નાણાં આવે અથવા દેવાય તેનું નામું માંડવાની રીત.

૩૩ કોઈ માણસને ત્યાંથી રોકડાં નાણાં આપણે અહીંઆં આવે તો આવેલું નાણું આપણા ચોપડામાં તે આસામીને ખાતે જમા કરવું અને જો આપણે કોઈ આસામીને રોકડાં નાણાં આપીએ તો તે આપેલાં નાણાં આપણા ચોપડામાં તે આસામીને ખાતે ઊધારવાં.

૩૪ અપણે કોઈ આસામી પાસેથી બીજા કોઈ આસામીને રોકડાં નાણાં અપાવીએ, તો જે આસામી પાસેથી અપાવીએ તે આસામીને ખાતે તેટલાં નાણાં આપણા ચોપડામાં જમે કરવાં અને જે આસામીને અપાવીએ તે આસામીને ખાતે તેટલાં નાણાં આપણા ચોપડામાં ઊધારવાં. જેમકે.—

ઠા૦ પ્રેમજી પુરૂષોત્તમને શા૦ ગલાલચંદ આશકરણની વખારેથી કોરી ૫૦૦ પાંચસો અપાવીએ તો આપણા ચોપડામાં કોરી ૫૦૦) પાંચશો શા૦ ગલાલચંદ આશકરણની જમા કરવી, અને તેટલીજ કોરી ઠા૦પ્રેમજી પુરૂષોત્તમને ખાતે ઉધારવી.

૩૫ કોઈ આસામી આપણને બીજા કોઈ આસામી પાસે અમુક રકમ કબુલાવે તે જે આસામી કબુલાવે તેના તેટલા પૈસા આપણા ચોપડામાં જમા અને જેની પાસે કબુલાવે તેને ખાતે તેટલા પૈસા ઉધારવા. પછી જ્યારે તે આસામા પાસેથી કબુલાવેલા પૈસા આવે ત્યારે તેના જમા કરવા. પણ તેજ વખતે કબુલ કરનાર માણસ રોકડા પૈસા આપે તો તેને ખાતે ન ઉધારતાં માત્ર જેને કબુલાવ્યા હોય તેનાજ જમા કરવા. અને પેટામાં વિગતવાર હકીકત લખવી કે ફલાણા આસામી પાશેથી રોકડી અપાવી. જેમ—

ઠા૦ નથુ કાનજીએ કોરી ૨૫૦ બસોને પચાસ ઠા૦ પ્રેમજી પુરૂષોત્તમ પાસે કબુલાવી તો તે કોરી ૨૫૦ બસાપચાસ ઠા૦ નથુ કાનજીને ખાતે જમા કરવી અને તે ઠા૦ પ્રેમજી પુરૂષોત્તમને ખાતે ઉધારવી.

૩૬ વેપાર સારૂ કાંઈ માલ વેપારી પાસેથી રોકડા

પૈસા આપી લઈએ તો તે માલ ખાતે ખર્ચેલા પૈસા તે માલ અથવા જણસવાર જુદાં જુદાં ખાતાં ન રાખ્યાં હોય તો ખરીદ ખાતે ઉધારવા. જેમ—

માંડવીના શા૦ પાનાચંદ રતનશી પાસેથી સાટીનના તાકા નંગ ૨ બે પ્રત કોરી ૧૫૦ એકસો પચાસ લેખે રોકડેથી લીધા તો તે સાટીનમાં ખર્ચેલી કોરી ૩૦૦ ત્રણસો સાટીન, અથવા ખરીદ ખાતે ઉધારવી.

૩૭ આપણી દુકાનમાંથી કાંઈ માલ રોકડેથી વેચીએ તો તે માલના આવેલા પૈસા તે માલ અથવા વકરા ખાતે જમા કરવા. અને પેટામાં જણાવવું કે ફલાણો માલ ફલાણાને રોકડેથી આપ્યો તેના આવ્યા તે. જેમ—

બાજરો કળશી ૧॥ દોઢ પ્રત કોરી ૧૧૦ એકસો દસ લેખે ઠા૦ પ્રેમજી પુરૂષોત્તમને રોકડેથી આપ્યો તો તે બાજરાની આવેલી કોરી ૧૬૫ એકસો પાંસઠ, બાજરા ખાતે અથવા વકરા ખાતે જમા કરવી. અને પેટામાં વીગત લખવી કે ઠા૦ પ્રેમજી પુરૂષોત્તમને બાજરો કળશી ૧॥ દોઢ પ્રત કોરી ૧૧૦ એકસો દશ લેખે આપ્યો તેની આવી તે.

પરચુરણ વેપાર કરનાર પેટામાં ઘરાકનું નામ નોંધી રાખતા નથી. કારણ કે તેઓ જૂજ જૂજ ચીજો ઘણાં માણસને આપેછે. તેથી તેઓ ઊપર પ્રમાણે વિગત લખે તો નામું ઘણું વધી જાય. તેઓ રોકડેથી વેચતાં જેટલા પૈસા આવે તેટલા એક હડફામાં જૂદા રાખે છે. અને સાંજરે તે આવેલા પૈસા ગણી જોતાં જેટલી રકમ થાય તેટલી રકમ તે દિવસના મેળમાં વકરા ખાતે જમા કરે છે.

## માલની ઉધારે આપ લે થાય તેનો મેળ લખવાની રીત.

૩૮ આપણી દુકાનેથી કોઈ માણુસ ઊધારે માલ લઈ જાય તો જેટલી કોરીનો માલ ઊધારે લઈ જાય તેટલી કોરી તે માણુસને ખાતે આપણા ચોપડામાં ઊધારવી. અને તેટલીજ કોરી જે માલ આપ્યો હોય તે માલ અથવા વકરા ખાતે જમા કરવી. જેમ—

આપણી પાસેથી ઠા. પ્રેમજી પુરૂષોત્તમ માદરપાટના તાકા નંગ ૪ ચાર પ્રત કોરી ૧૯॥ સાડીઓગણીશ લેખે ઊધારે લઈ ગયા. તો તે તાકા ચારની કોરી ૭૮ અઠોતેર ઠા. પ્રેમજી પુરૂષોત્તમને ખાતે ઊધારવી, અને માદરપાટ અથવા વકરા ખાતે જમા કરવી.

૩૯ આપણે કોઈ આસામી પાસેથી માલ ઊધારે લાવીએ, તો જેટલી કોરીનો માલ ઊધારે લાવીએ તેટલી કોરી તે માલ અથવા ખરીદ ખાતે ઊધારવી. અને જે માણુસ પાસેથી માલ લીધો હોય, તે માણુસની તેટલી કોરી જમા કરવી તથા પેટામાં વીગતવાર હકીકત લખવી. જેમ—

શા. પાનાચંદ રતનશીની દુકાનેથી હેમ ગદીઆણા ૩ ત્રણ પ્રત કોરી ૨૬ છવીસ લેખે ઊધારે લાવીએ તો તે હેમની કોરી ૭૮ અઠોતેર હેમ ખાતે અથવા ખરીદ ખાતે ઊધારવી અને શા. પાનાચંદ રતનશીને ખાતે જમા કરવી.

૪૦ આપણે કોઈ માણસને બીજા કોઈની દુકાનેથી ઊધારે માલ અપાવીએ, તો જેટલી કોરીનો માલ જે માણુસ પાસેથી અપાવીએ તેટલી કોરી તે માણુસની આપણા ચોપડામાં જમે કરવી. અને પેટામાં હકીકત લખવી કે ફલાણો

માલ ફલાણાને અપાવ્યો તેની. અને જે માણસને તે મા લ અપાવ્યો હોય, તે માણસને ખાતે તેટલી કોરી ઊધારવી. જેમ—

ઠા. વિશનજી પ્રાગજીની દુકાનેથી માં. માણેકચંદ પ્રાગજીને ગોળ મણ ૧૫ પંદર પ્રત કોરી ૯ાા સાડીનવ લેખે અપાવીએ તો તે ગોળની કોરી ૧૪૨ાા એકસો સાડી બેતાળીસ આપણા ચોપડામાં ઠા. વિશનજી પ્રાગજીની જમા કરવી. અને તે કોરી માં. માણેકચંદ પ્રાગજીને ખાતે ઊધારવી. પણ આપણે કોઈની દુકાનેથી માલ અપાવીએ તેના લેવાના અને આપવાના ભાવમાં ફેર હોય તો, ફેર જેટલી રકમ ખોટ વટાવ ખાતે જમા ઊધાર કરવી. જેમ ઊપલા ઊદાહરણમાં ઠા. વિશનજી પ્રાગજી પાસેથી તે ગોળ નો ભાવ કોરી ૯ાા સાડીનવ ઠરાવી હોય અને માં. માણેક ચંદ પ્રાગજીને કોરી ૯ાાા પોણીદશ લેખે અપાવીએ તો તે માં રહેલી કોરી ૩ાાા પોણીચાર વટાવ ખાતે જમા કરવી.

૪૧ આપણને કોઈ માણસ બીજાની દૂકાનેથી મા લ અપાવે, તો આપણા ચોપડામાં જે માણસ જેટલી કોરીનો માલ અપાવે, તેટલી કોરી તેને ખાતે જમા કર વી. અને પેટામાં વીગતવાર હકીકત લખવી કે ફલાણો માલ ફલાણા પાસેથી અપાવ્યો તેની. અને પછી તેટલીજ રકમ તે માલ અથવા ખરીદ ખાતે ઊધારવી. જેમ—

ઠા૦ મનજી કાનજીની દુકાનેથી ઠા૦ દેવજી રામજી ઘઊં કળશી ૧ાા દોઢ પ્રત કોરી ૧૨૦ એકસો વીશ લેખે અપાવે, તો તે ઘઊંની કિંમતની કોરી ૧૮૦ એકસો એશી ઠા૦ દેવજી રામજીની જમા કરવી. અને તે કોરી ૧૮૦ એક સોએંશી ઘઊં અથવા ખરીદ ખાતે ઊધારવી.

૪૨ કોઈ પાસે આપણું લેણું હોય તે માગતા પેટે દાગીના [ઘરેણાં], ઢોર, અનાજ, ખેતર, ઘર વગેરે આપે તો જેટલી કોરીનો તે માલ આપે તેટલી કોરી તે આસામીની જમા કરવી. અને પછી તે આવેલો માલ જે જાતનો હોય, તે માલ અથવા ખરીદ ખાતે તેટલી કોરી વધારવી. પછી તે માલ જેમ જેમ વેચાતો જાય તેમ તેમ તેના આવેલા પૈસા તે માલ અથવા વકરા ખાતે જમા કરવા. જેમ—

ઠા. પ્રેમજી પુરૂષોત્તમ પાસે કોરી સો માગતા હતા તે પેટે તેણે ઘોડો છત્ર ૧ એક કોરી ૮૦ એંશી લેખે; તથા ધણી સૈર બે પ્રત કોરી દશ લેખે આપ્યા. તો પ્રથમ કોરી ૧૦૦ સો ઠા. પ્રેમજી પુરૂષોત્તમની જમા કરવી. અને તે કોરીમાંથી કોરી ૮૦ એંશી [ઘોડાની] ઢોર અથવા ખરીદ ખાતે ઉધારવી અને કોરી ૨૦ વીશ [મગની] મગ કે અનાજ અથવા ખરીદ ખાતે ઉધારવી.

---

## રોકડ અને ઉધાર બંનેની સાથે આપ લે થાય તેનું નામું માંડવાની રીત.

૪૩ કોઇ માણસને અમુક કોરીનો માલ આપીએ તેની તે બધી કોરી રોકડી ન આપતાં, થોડી રોકડી કોરી આપે અને બીજી બાકી રખાવે, તો જેટલી કોરીનો માલ તે માણસને આપ્યો હોય તેટલી કોરી તે માણસને ખાતે માંડવી અને તે આખી રકમ વકરા ખાતે જમા કરવી. પછી તે માલ પેટે જેટલી કોરી રોકડી આપી હોય, તેટલી કોરી તે આશામીને ખાતે જમા કરવી, જેમ—

ઠા. પ્રેમજી પુરૂષોત્તમને બાજરો કળશી ૦॥। પોણી

પ્રત કોરી ૧૨૦ એકસોવીશ લેખે આપ્યો. તે પેટે તેણે કોરી ૫૦ પચાસ રોકડી આપી; અને બાકી કોરી ૪૦ ચાલીશ ખાતે રખાવી; તો પ્રથમ એકંદર કોરી ૯૦ નેવુ ઠા. પ્રેમજી પુરૂષોત્તમને ખાતે ઉધારવી, અને તે આખી રકમ તે માલ અથવા વકરા ખાતે જમા કરવી. અને વળી કોરી ૫૦ પચાશ જે તેણે રોકડી આપી તે તેને ખાતે જમા કરવી.

અથવા એવી પણ રીત છે કે માલની કિંમત બદલ જેટલી કોરી રોકડી આપી હોય તેટલી કોરી બાદ કરતાં; બાકી રહે તેટલી રકમ તે આસામીને ખાતે ઉધારવી, અને તેમાલની આખી રકમ તે માલ અથવા વકરા ખાતે જમા કરવી. એટલે ઉપલા દાખલા મુજબ હોય તો કોરી ૪૦ ચાલીશ ઠા. પ્રેમજી પુરૂષોત્તમને ખાતે ઉધારવી; અને કોરી ૯૦ નેવુ તે માલ અથવા વકરા ખાતે જમા કરવી.

૪૪ કોઈ આસામીને ત્યાંથી અમુક કોરીનો માલ લાવીએ, અને તે પેટે થોડી કોરી રોકડી આપીએ અને બાકી ખાતે રખાવીએ, તો જેટલી કોરીનો માલ લીધો હોય તેટલી કોરી તે આસામીને ખાતે જમા કરવી, અને તે આખી રકમ તે માલ અથવા ખરીદ ખાતે ઉધારવી અને તે માલ પેટે આપેલી રકમ પણ તે આસામીને ખાતે ઉધારવી. જેમ—

ઠા૦ પ્રેમજી પુરૂષોત્તમ ને ત્યાંથી હેમ ગદી. ૨॥ અઢી પ્રત કોરી ૪૦ ચાલીશ લેખે લીધું હોય, અને તે પેટે કોરી ૫૦ પચાસ રોકડી આપીએ અને બાકી કોરી ૫૦ પચાસ ખાતે રખાવીએ, તો તે કોરી ૧૦૦ સો પ્રથમ તે આસામી ( ઠા૦ પ્રેમજી પુરૂષોત્તમ )ની જમા કરવી, અને તેટલીજ કોરી હેમ અથવા ખરીદ ખાતે ઉધારવી. અને પછી કોરી ૫૦ પચાસ ઠા૦ પ્રેમજી પુરૂષોત્તમને ખાતે ઉધારવી.

અથવા એમ પણ થઈ શકે કે બાકી જેટલી રકમ દેવી રહે, તેટલી રકમ તેની જમા કરવી અને આખી રકમ તે માલ અથવા ખરીદ ખાતે ઉધારવી. ઉપલા દાખલા પ્રમાણે હોય તો હા૦ પ્રેમજી પુરૂષોત્તમને ખાતે કોરી ૫૦ પચાસ જમા કરવી અને કોરી ૧૦૦ સો હેમ અથવા ખરીદ ખાતે ઉધારવી.

૪૫ રોકડેથી વેચેલો માલ કોઈ પાછો આપી જાય તો, જેટલી કોરીનો માલ પાછો આપી જાય તેટલી કોરી ખરીદ ખાતે ઉધારીને તે આસામીને આપવી અને પેટામાં વિગત લખવી કે ફલાણો માલ ફલાણાને રોકડેથી આપ્યો હતો તે પાછો આપી જતાં, તે આસામીને આપીને ખરીદ ખાતે ઉધારી શબબ.

૪૬ કોઈ માણુસ રોકડી કોરી મોકલી પરગામથી માલ મંગાવે તો તે કોરી વકરા ખાતે જમા કરી માલ મોકલવો. અને પેટામાં બરાબર હકીકત લખવી કે ફલાણો માલ ફલાણાને મોકલ્યો તે પેટે ચુકતે હિસાબે તેણે આગળથી મોકલી આપી હતી તે રસ્તામાં ભાડા વગેરે ખર્ચ થાય તે આપવા બાબતનો કાગલ માલ મંગાવનાર ધણી ઉપર લખી આપવો પણ જો આપણેજ ભાડું આપવું પડે તેમ હોય તો માલ મંગાવનાર ધણીને ખાતે ઉધારીને આપવું. પછી જ્યારે તે માલ મંગાવનાર ધણી ભાડાની કોરી મોકલે ત્યારે તે કોરી તેને ખાતે જમા કરવી.

ઉપલી રીત કેટલાક વેપારી ધોરણ સર ગણતા નથી. તેઓ તો પર ગામથી રોકડી કોરી મોકલી કાંઈ માલ મંગાવે તોપણ પ્રથમ મોકલેલી કોરી માલ મંગાવનાર ધણીને ખાતે જમા કરે, અને પછી માલ મોકલીને તેને ખાતે ઉધારે છે. અને વકરા ખાતે જમા કરે છે.

૪૭ દુકાનેથી કાંઈ માલ ઘર ખર્ચને સારૂ ઘેર મોકલીએ, તો તે માલની પીઠ ભાવે જેટલી કિંમત થાય તેટલી કોરી ઘર ખર્ચ ખાતે ઉધારીને તે માલ અથવા વકરા ખાતે જમા કરવી.

૪૮ પરદેશથી માલ મંગાવીએ તેની કીંમત રૂપીઆમાં હોયછે. માટે તે માલનું ભરતીયું આવેથી ભરતીઆમાં જેટલા રૂપીઆ લખ્યા હોય. તેની રૂા. ૧૦૦ સોની કોરી ૪૦૦ ચારસો લેખે જેટલી કોરી થાય તેટલી કોરી માલ મોકલનાર ધણીને ખાતે જમા કરી, તે માલ અથવા ખરીદ ખાતે ઉધારવી. પછી જ્યારે તે રૂપીઆ મોકલીએ ત્યારે ચારસો કોરી કરતાં વધારે કોરી બેસે તો જેટલી વધારે બેસે તેટલી ખોટ ખાતે અથવા તે માલ ખાતે ઉધારવી અને જો ચારસો કરતાં ઓછી બેસે તો જેટલી ઓછી બેસે તેટલી વટાવ અથવા તે માલ ખાતે જમા કરવી.

૪૯ કોઇ માણસ પાસે માગતા હોઇએ તેને ઘણી મુદત થઈ જવાના શબબથી નવું ખત કરાવવાની જરૂર હોયતો પ્રથમ લેની રકમ તે આશામીને ખાતે જમા કરીને નવા ખતમાં લખેલી રકમ તેને ખાતે ઉધારવી અને બંન્ને ઠેકાણે વીગત બરાબર લખવી તે બન્ને રકમોમાં વધ ઘટ થતી હોય તેટલી રકમ વ્યાજ અથવા વટાવ ખાતે જમા ઉધાર કરવી

જેમ શા૦ માણેકચંદ મોતીચંદ પાસે આપણું કોરી ૨૦૦ બસોનું ખતની રૂએ લેણુ હોય. ૩૬ વર્ષ થઇ જતાં દેશા રીતે કોરી ૪૦૦ ચારસો થઈ હવે નવું ખત કોરી ૪૦૦ ચારશોનું કરાવવાનું છે તો પ્રથમ કોરી ૨૦૦ બસો શા. માણેકચંદ મોતીચંદની જમા કરવી. પછી પાછી

કોરી ૪૦૦ ચારસો તેને ખાતે ઉધારવી. અને કોરી ૨૦૦ બસો જે વ્યાજની થઈ તે કોરી ૨૦૦ બસો વ્યાજ અથવા વટાવ ખાતે જમા કરવી.

૫૦ ગરીબ લોકો જેવા કે આહીર, ભરવાડ કણબી વાયડા વગેરે લોકો કોઈ પાસેથી કાંઈ રકમ કરજે લે છે ત્યારે તે મૂળ રકમ ઉપર કાંઈ ચડાવાતું (વધારે એટલે મુળ રકમ ઉપર વ્યાજ બદલ વટાવ )લે છે. પછી તે ચડાવા શીખે જેટલી રકમ થાય તેનાં કાંધાં (અમુક મુદતે અમુક કોરી આપવી ) કરી લે છે. તેનું નામું માંડવાની રીત એવી છે કે પ્રથમ ચડાવા શીખે જેટલી રકમ થતી હોય તેટલી બધી રકમ તે માણસને ખાતે ઉધારે છે. અને તેના પેટામાં વીગત લખે છે કે આટલી મુદ્દલ અને આટલી ચડાવા ( વ્યાજ કે વટાવ )ની પછી જેટલી રકમ ચડાવાની ઠરાવી હોય તેટલી રકમ વ્યાજ અથવા વટાવ ખાતે જમા કરે છે. જેમ—

સથવારા પાંચા ખીમાને કોરી ૫૦ પચાસ રોકડી આપીએ અને કોરી ૨૦ વીસ ચડાવાની ઠરાવીએ તો એકંદર કોરી ૭૦ શીતેર થાય તે તેને ખાતે ઉધારવી અને પેટામાં લખવું કે કોરી ૫૦ પચાશ મુદ્દલ તથા કોરી ૨૦ વીશ ચડાવાની. પછી ચડાવાની કોરી ૨૦ વીશ વ્યાજ અથવા વટાવ ખાતે જમા કરવી.

---

## રોકડ મેળ.

૫૧ રોકડમેળની વ્યાખ્યા—રોજની રોકડાં નાણાંની લેવ દેવનો હિસાબ લખવાનો ચોપડો તેનું નામ રોકડ મેળને કેટલાક નાણાં મેળ કે રોકડ દનીશી પણ કહે છે.

૫૨ રોકડ મેળમાં નીચે લખ્યા મુજબ ચાર જાતનું નામું ઘણું કરીને લખાય છે.

अ. રોકડાં નાણાંની આવક અને જાવક.

ब. બીજા કોઈની પાસેથી રોકડાં નાણાં લાવીએ અથવા કોઈને અપાવીએ તેનું નામું.

क. રોકડાં નાણાંથી માલ ખરીદ્યો હોય અથવા વેચ્યો હોય તો તેનું નામું.

ड. વ્યાજની તથા હુંડીઓની રોકડેથી લેણું દેણું થાય તેનું નામું.

૫૩ ઉપર લખી ચાર જાતની રકમોનું નામું કેવી રીતે લખવું તેની હકીકત આગળ કલમ ૩૩-૩૪-૩૫ માં આવી ગઈ છે.

૫૪ રોકડ મેળમાં સિલીક કાઢવાની રીત—ગઈ કાલની સિલીક સાથે જમે તરફની તમામ રકમોનો સરવાળો કરવો, અને તેજ પ્રમાણે ઉધાર તરફની બાજુઓની રકમોનો સરવાળો પણ કરવો. પછી જમા તરફની રકમોનો જેટલો સરવાળો આવ્યો હોય તેમાંથી ઉધાર તરફની રકમોનો સરવાળો બાદ કરવો; બાકી રહે તેટલી સિલીક સમજવી.

એ બાકી રહેલ સિલીક અને કોથળીમાં રહેલી રકમ બરાબર થાય તો સમજવું કે મેળ ખરો છે. અને જો બંનેમાં કાંઈ તફાવત આવે તો જાણવું કે કયાંઈક ભૂલ રહેલી છે.

૫૫ બાકી સિલીક જેટલી કોરી રહે તેટલી કોરી ઉધાર બાજુએ છેવટે લખવી અને તેના પેટામા કેટલી કોરી રોકડી તથા કેટલી કોરીના છુટા છે તે જણાવવું.

પછી જમા તરફની તથા ઉધાર તરફની તમામ રકમોની છેવટે બેવડી લીટી દોરીને, જમાનો જમા તરફ અને ઉધારનો ઉધાર તરફ સરવાળો લેવો અને સરવાળા ની નીચે લીટી દોરી અંક કોરી કરવી. જમા અને ઉધાર તરફના છેવટના સરવાળા બરાબર થાય તો જાણવું કે મેળ બરાબર લખાયો છે.

૫૬ એ રીતે છેવટે રહેલી સિલીકનો આંકડો બીજા દિવસના મેળમાં જમે તરફ પ્રથમ લખવો. અને પછી લીટી કાઢી લખવું કે "શ્રી પ્રાંત છે" અથવા "શ્રી પ્રાંત ગઈ કાલ આખરની* છે.

---

## નોંધ.

૫૭ નોંધ એટલે નોંધવું; એટલે કે રોકડ સિવાય ની જે જે વસ્તુની આપ લે થાય છે તેનું; તેમાં પણ વિશેષે કરીને હુંડીઓના નામાનું જમે ઉધાર જે ચોપડામાં થાય છે; તેનું નામ "નોંધ."

૫૮ જે વેપારી રોકડમેળ અને નોંધ એ બંને ચોપડા રાખે છે તેમને ત્યાં કેટલી આપ લે થાય છે તે જાણવું હોય તો તે બંને ચોપડામાં મંડાયલી રકમો એકઠી કરવી જોઈએ. તેમ કર્યા સિવાય કેટલી આપ લે થઈ તે જણાય નહીં; કારણ કે રોકડી આપ લે થઈ હોય તેનું નામું રોકડ મેળમાં હોય છે, અને ઉધારે આપ લે થઈ હોય તેનું નામું નોંધમાં હોય છે.

૫૯ રોકડ મેળની રકમો નોંધમાં કે નોંધની રકમો

---

* દરબારી ખાતાના રોજમેળમાં "સિલીક રોજ ગુદરત આખરની બાકી" એમ લખે છે.

રોકડ મેળમાં કદી આવતી નથી.

૬૦ નોંધ ઉપરથી સિલીક કેટલી છે તે જણાય નહી.

**૬૧ નોંધ લખવાની રીત**—પ્રથમ એક લીટી દોરી તે લીટીમાં શરૂ કર્યાની સાલ, મહિનો તથા મીતી લખવાં. પછી જમા કે ઉધાર લખવાને "જ" "ઉ" અક્ષર કરી સળંગ લીટી દોરવી. એ લીટીને નીચે બીજી લીટી તે લીટી કરતાં જરા નાની દોરીને તે લીટીમાં ફલાણે ખાતે "જમા" કે "ઉધાર" લખી, પેટામાં બરાબર વિગત લખવી. વિગત લખી રહ્યા પછી એ રકમ જે ખાતે જમા કે ઉધાર કરવાની હોય, તે ખાતે જમા કે ઉધાર, એમ જણાવવું.

૬૨ કોઈ આસામીને આપણે માલ ઉધારે આપીએ, તો નોંધના ચોપડામાં તે માલની જેટલી કિંમત થાય તેટલી તેને નામે ઉધારાય. અને તેની નીચે જણાવવું કે "વકરા ખાતે જમા કરીને."

૬૩ કોઈ માણસ પાસેથી આપણે માલ ઉધારે લાવીએ, તો નોંધના ચોપડામાં તે માણસને ખાતે તે માલની જેટલી કિંમત થાય તેટલી જમા કરીને પેટામાં જણાવવું કે "ખરીદ ખાતે ઉધારીને" (જણસવાર જુદાં જુદાં ખાતાં રાખ્યાં હોય તો "ફલાણા માલની ખરીદ ખાતે ઉધારીને") એમ લખવું.

૬૪ પરદેશથી કાંઈ માલ આડતીયાએ મોકલ્યો હોય તો તે માલની કિંમત ભરતીયા પ્રમાણે તે આડતીઆને ખાતે નોંધમાં જમા કરવી, અને પેટામાં જણાવવું કે "ખરીદ ખાતે ઉધારીને."

પરદેશથી માલ આવે છે તેનું ભરતીયું ઘણું કરી

રૂપીઆમાં આવે છે. માટે તે ભરતીયામાં જેટલા રૂપીયા હોય, તેની રૂપીયા ૧ એકની કોરી ૪ ચાર લેખે જેટલી કોરી થાય તેટલી તે આડતીયાની જમા કરવી. પછી જ્યારે રૂપીયા મોકલીએ ત્યારે વધ ઘટ ભાવ હુંડીઆમણ ખાતે જમા ઉધાર કરવો. અથવા એવી પણ રીત છે કે જેટલા રૂપીયાનું ભરતીયું આવે, તે ભરતીયું આવતી વખતે હુંડીનો બજાર ભાવ જેટલી કોરી હોય તેટલી કોરી ગણીને તે આડતીયાને ખાતે જમા કરવી.

---

## હુંડીઓનું નામું લખવાની રીત.

૬૫ હુંડી નોંધની વખતે નીચેની ૭ બાબતો ખસુસ કરીને ધ્યાનમાં રાખવી જોઈએ.

૧ હુંડી કોના ઉપરની અને ક્યાંની.

૨ કોણે ક્યાંથી લખી.

૩ કોના રાખ્યા. (હુંડી કરાવનાર કોણ)

૪ લખ્યાની મીતિ. (કઈ તારીખની હુંડી લખેલી છે)

૫ કેટલી મુદતની

૬ કઈ જાતની (શાહ જોગી કે નામ જોગી)

૭ શિકરાવવા કોણ આવ્યું. (નાણાં કોણ લઈ ગયું)

૬૬ જુદી જુદી ચાર રીતે હુંડીઓનું નામું લખાય તે નીચે મુજબ.

૧ આપણે કોઈ આશામીને હુંડી લખી આપીએ તે.

૨ આપણે બીજા કોઇ આશામી પાસેથી હુંડી લખાવીએ તે.

૩ આપણા ઉપર કોઈ હુંડી લઈને આવે તેનાં નાણાં આપણે આપીએ તે.

૪ તૈયાર હુંડીઓ વેચાતી લઈએ અથવા વેચી કાઢીએ તે.

૬૭ આપણે કોઈ આસામીને (ઊધારે) હુંડી લખી આપીએ, તો જે આશામીને જે ભાવથી, જે જાતની હુંડી લખી આપીએ તે ધણીને ખાતે વિગતથી હુંડી તથા હુંડીઆમણની જેટલી કોરી થાય તેટલી તેને ખાતે માંડવી. અને હુંડી જેટલી કોરીની લખી આપી હોય તેટલી કોરી, જેના ઊપર હુંડી લખી હોય તેના ખાતે જમા કરવી; ને હુંડીઆમણની કોરી હુંડીઆગણ અથવા વટાવ ખાતે જમા કરવી. પણ અંદરના ભાવે હુંડી લખી આપી હોય તો તે હુંડી કરતાં જેટલી કોરી ખોટ જતી હોય તેટલી કોરી હુંડીઆમણ અથવા વટાવ ખાતે ઊધારવી.

૬૮ આપણે બીજા કોઈ પાસેથી હુંડી લખાવીએ તેનું નામું માંડવાની રીત–[ઊધારે]

अ લખાવેલી હુંડી કોઈને આપીએ તો–આપણે જેની પાસેથી હુંડી લખાવીએ તેને ખાતે તે હુંડી તથા હુંડીઆમણની મળીને એકંદર જેટલી કોરી થાય તેટલી જમા કરવી. પછી હુંડીઆમણની જેટલી કોરી આપવી પડી હોય તેટલી હુંડીઆમણ ખાતે ઊધારવી. અને હુંડીની કોરી જે આશામીને હુંડી આપી હોય તેને ખાતે ઊધારવી. બીજા આશામીને હુંડીમાં લખેલી કોરી કરતાં કાંઈક વધારે વટાવ લઈને આપી હોય તો તે હુંડી તથા વટાવની મળીને જેટલી કોરી થાય તેટલી કોરી તેને ખાતે ઊધારવી. અને વધારાની કોરી હુંડીઆગણ અથવા વટાવ ખાતે જમા કરવી જેમ—

ઠા. કાનજી માવજી પાસેથી કોરી ૧૦૧ ને ભાવે કોરી

૫૦૦ પાંચસોની હુંડી લખાવીને તે હુંડી શા૦ પાનાચંદ રતનશીને કોરી ૧૦૨ એકસો બેને ભાવે આપીએ તો પ્રથમ કોરી ૫૦૫ પાંચસો પાંચ ઠા. કાનજી માવજીની જમા કરવી. અને કોરી ૫ પાંચ વટાવ ખાતે ઊધારવી. પછી કોરી ૫૧૦ પાંચસો દશ શા૦ પાનાચંદ રતનશીને ખાતે ઊધારવી અને કોરી ૧૦ દશ વટાવ ખાતે જમા કરવી.

ઘ. તે લખાવેલી હુંડી આપણી વતી આડતીઆને બીડીએ તો હુંડીમાં લખેલી કોરી જેને તે હુંડી બીડીએ તેને ખાતે ઊધારવી. અને હુંડીઆમણની કોરી હુંડીઆમણ ખાતે ઉધારવી. અને હુંડી લખી આપનારને ખાતે હુંડી તથા હુંડીઆમણની મળીને જેટલી કોરી થાય તેટલી જમા કરવી. ઓછા ભાવથી હુંડી લખી આપી હોય તો લખી આપનારને ખાતે હુંડી બદલ જેટલી કોરી આપવાની હોય તેટલી જમા કરવી. ફાયદો ગળે તે હુંડીઆમણ ખાતે જમા કરવો. જેમ—

ઠા૦ કાનજી માધવજી પાસેથી કોરી ૯૯ નવાણું ને ભાવે કોરી ૫૦૦ પાંચસોની હુંડી લખાવીને આપણી વતી અંજારના શા૦ દેવજી પ્રેમજીને બીડીએ તો કોરી ૪૯૫ ચારસો પંચાણું કોરી ઠા૦ કાનજી માધવજીની જમા કરવી. અને કોરી ૫૦૦ પાંચસો અંજારના શા૦ દેવચંદ પ્રેમજીને ખાતે ઊધારવી તથા કોરી ૫ પાંચ હુંડીઆમણ ખાતે જમા કરવી. પણ ઊપર લખી હુંડી કોરી ૧૦૧ એકસો એકને ભાવે લખાવી હોય તો કોરી ૫૦૫ પાંચસો પાંચ ઠા૦ કાનજી માધવજીને ખાતે જમા કરવી. અને કોરી ૫૦૦ પાંચસો અંજારના શા૦ દેવજી પ્રેમજીને ખાતે ઊધારવી. તથા કોરી ૫ પાંચ હુંડીઆમણ ખાતે ઊધારવી.

क आडतीयाना मंगावाथी तेमनी वती बीडीओ तो हुंडी तथा हुंडीआमणुनी बेठेली कोरी आडतीआने खाते ઊधारवी. अने जेनी पासेथी लीधी होय अथवा लखावी होय तेनी तेटली कोरी जमा करवी. जेम—

शा० देवजी भावजी पासेथी कोरी १०१॥ एकसो दोढना भावे लखावीने मांडवीना गां० धारशी मकनजीने तेमनी वती बीडीओ तो, कोरी १०१॥ एकसो दोढ गां· डवीना गां० धारशी मकनजीने खाते ઊधारवी.

५८ आपणा ઊपरनी हुंडी कोई लई आवे तेनां नाणां आपवा बाबत—हुंडी लावनार आसामीने नामे हुंडीमां लखेली कोरी आपणा चोपडामां जमा करवी. अने तेटलीज कोरी हुंडी लखनार आसामीने खाते ઊधारवी. पछी ज्यारे ते हुंडीनां नाणां आपीओ त्यारे हुंडी लाव· नार धणीने खाते तेटला कोरा रोकड मळमां ઊधारान आपवी. एटले तेनुं खातुं सरभर थई जशे. जेम—

आपणा ઊपरनी मांडवीना शा० कानजी रवजीनी लखेली हुंडी कोरी ४०० चारशोनी लईने ठा० केशवजी मावजी आवे तो ते कोरी मांडवीना शा० कानजी रवजीने खाते ઊधारवी अने कोरी ४०० चारसो ठा० केशवजी मावजीनी जमा करवी. पछी ज्यारे ते कोरी ४०० चार- सो ठा० केशवजी मावजीने आपवामां आवे त्यारे तेने खाते ઊधारीने आपवी.

५९ लखावेली हुंडी पडी रहे अने ते हुंडी लेनार तरत कोई न मळे तो हुंडीआं खर्चेली रकम "हुंडी खाते" अथवा "हुंडी खरीद खाते" ઊधारवी. पछी ज्यारे हुं डीनुं वेचाण थाय त्यारे हुंडीमां लखेली कोरी जेटली रकम

જે ખાતે તે ઉધારી હતી તે ખાતે જમા કરવી. અને ઘટારે ઉપજેલી રકમ હુંડીઆમણુ ખાતે જમા ઉધાર કરવી. જેમ–

ડા. નથુ કાનજી પાસેથી કોરી ૧૦૦ાા એકસો અરધ લેખે કોરી ૬૦૦ છસોની હુંડી લખાવીએ અને હુંડી તરત આપણી પાસે પડી રહે, પણ થોડા દિવસ પછી તેજ હુંડી કોરી ૧૦૧ના ભાવે શા. દેવશી મૂળજીને વેચીએ તો, પ્રથમ કોરી૬૦૩ છસો ત્રણ કોરી ડા૦ નથુ કાનજીની જમા કરવી. અને પેટામાં હકીકત લખી, લખવું કે" હુંડી ખરીદ ખાતે ઉધારીને" પછી કોરી ૬૦૦ છસો હુંડીની ખરીદ ખાતે અને કોરી ત્રણ હુંડીઆમણુ ખાતે ઉધારવી. પાછું વેચાણ થયું. એટલે કોરી ૬૦૦ સો હુંડીની ખરીદ ખાતે તથા કોરી ૬ છ હુંડીઆમણુ ખાતે જમા કરવી; અને કોરી ૬૦૬ છસો છ શા. દેવસી મુળજીને ખાતે ઉધારવી. અથવા એમ પણ થઈ શકે કે પ્રથમ કોરી૬૦૬ છસો છ ડા. નથુ કાનજીની જમા કરીને તેજ કોરી ૬૦૩ છસો ત્રણ" હુંડી ખાતે" અથવા " હુંડી ખરીદ ખાતે" ઉધારવી. પછી જ્યારે વેચાણી ત્યારે કોરી ૬૦૩ છસો ત્રણ " હુંડી ખાતે " અથવા "હુંડીની ખરીદ ખાતે" અને કોરી ૩ ત્રણ "હુંડીઆમણુ ખાતે" જમા કરવી અને કોરી ૬૦૬ છસો છ શા. દેવશી મૂળજીને ખાતે ઉધારવી.

૭૦ આડતીઆ તરફથી વેચાણુ અથવા હુંડીઓ આવે તો તેનું નામું માંડવાની રીત એવી છેકે તે હુંડી તરત વેચાય તો હુંડીની ઊપજેલી કોરી તે આડતીઆને નામે રોકડ મેળમાં જમા કરવી. પણ તે હુંડીઓનું ઊધારે વેચાણુ થાય તો તે હુંડી લેનારને નામે[1] ઊધારી આડતીઆ

[1] નામે એટલે ખાતે.

ને નામે જમા કરવી. પણ તે હુંડીઓ તુરત ન વેચાય તો તે આડતીઆને નામે બીજા પરચુરણ ચોપડામાં ઉપર ટપકે જમે રાખવી પછી જ્યારે તેનું વેચાણ થાય ત્યારે તેની રીતસર જમા કરવી. હુંડીમાં લખેલી કોરી કરતાં વધારે ઊપજે તો જેટલી કોરી વધારે ઊપજે તે પણ તે આડતીઆને ખાતેજ જમા કરવી. અને હુંડીમાં લખેલી કોરી કરતાં ઓછી ઊપજે તો તેટલી ઓછી જમા કરવી. પેટામાં વિગત બરાબર લખવી.

અથવા એમ પણ થઈ શકે કે જે વખતે આડતીયા-તરફથી હુંડીઓ વેચાણ આવે ત્યારે હુંડીમાં લખેલી કોરી આડતીયાને ખાતે જમે કરીને, હુંડી ખરીદ ખાતે ઊધારવી પછી જ્યારે તે હુંડી વેચાય ત્યારે "હુંડી ખરીદ ખાતે" જમા કરવી અને ઊધારે આપી હોય તો જેને આપીએ તેને ખાતે ઊધારવી. તેમાં હુંડીમાં લખેલી કોરી કરતાં વધારે ઘટારે ઊપજી હોય તો જેટલી વધારે ઘટારે ઊપજી હોય; તેટલી તે આડતીઆને ખાતે જમા, ઊધાર કરવી. જેમ—

મંડવીના આડતીઆ શા૦ માધવજી દેવચંદ હુંડી ૧ એક કોરી ૫૦૦ પાંચસોની પોતાની વતી વેચાણ થવા મોકલે અને તે હુંડી આવતાં તરતજ રોકડેથી ઠા૦ કાનજી લાલજીને આપીએ તો કોરી ૫૦૦ પાંચસો રોકડ મેળમાં શા૦ માધવજી દેવચંદની જમા કરવી. પણ જો તે હુંડી ઊધારે વેચી હોય તો શા૦ માધવજી દેવચંદની જમા કરીને ને ઠા૦ કાનજી લાલજીને ખાતે ઊધારવી.

ઉપર લખી હુંડી ઠા૦ કાનજી લાલજીને કોરી ૧૦૧ ને ભાવે આપી હોય તો શા૦ માધવજી દેવચંદની કોરી

૫૦૫ પાંચસો પાંચ જમા કરવી. અને તેટલીજ કારી ઠા૦ કાનજી લાલજીને ખાતે ઊધારવી.

માંહે ભાવે એટલે કારી ૯૯ાા સાડી નવાણું લેખે આપીએ તો કારી ૪૯૭ાા ચારસો સાડી સતાણું તે આડતીઆને ખાતે જમા કરવી.

૭૧ બજાર ભાવે હુંડીઓ વેચાતી લઈએ તથા વેચીએ તો તેનું નામું માંડવાની રીત—જો આપણે હુંડી વેચાતી લઈએ તો જેની પાસેથી વેચાતી લઈએ તેને જેટલી કારી આપવાની હોય તેટલી કારી તેની જમા કરવી અને હુંડી ખરીદ ખાતે ઊધારવી. અને વેચીએ તો હુંડી ખરીદ ખાતે જમા કરીને, જેને આપીએ તેને ખાતે ઊધારવી. ખોટ વટાવ થાય તે રીતસર હુંડીઆમણુ ખાતે જમા ઊધાર કરવો.

---

## રોજ મેળ.

૭૨ **રોજમેળની વ્યાખ્યા**—રોજનો હિસાબ રાખવાના ચોપડાને રોજમેળ કહે છે. એટલે કે દરરોજ રોકડ તથા ઊધારે[1] જે આપ લે થાય છે તેનું નામું જે ચોપડાગાં લખવામાં આવે છે તેને "રોજમેળ" કહે છે.

૭૩ રોજ મેળમાં રોકડે અને ઉધારે જેટલી રીતે આપ લે થાય છે તે તમામનું નામું રોજને રોજ આ ચોપડામાં માંડવામાં આવે છે. તે નીચે પ્રમાણે.

---

૧ જે રકમોની ઊધારે આપ લે થાય, તો રકમોને "જમા ખર્ચી" રકમો કહે છે. પણ તે રકમ એવી હોવી જોઈએ કે તે આવવા જવાથી સિલીકમાં વધારો ઘટારો થાય નહી.

अ રોકડી રકમોની આપ લેતું નામું માંડવાની રીત આગળ કલમ ૩૩, ૩૪, ૩૫, ૩૬, ૩૭ માં આવી ગઈ છે તે પ્રમાણે રોજ મેળમાં પણ માંડવું.

ब જમા[1] ખર્ચી રકમોનું નામું માંડવાની રીત આગળ કલમ ૩૮, ૩૯, ૪૦ ૪૧, ૪૨ માં આવી ગઈ છે તે પ્રમાણે રોજ મેળમાં પણ માંડવું.

क રોકડ અને ઉધાર બંને સાથે થાય તેનું નામું માંડવાની રીત આગળ કલમ ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૪૮, માં આવી ગઈ છે તે પ્રમાણે રોજ મેળમાં પણ માંડવું.

૭૪ રોજ મેળમાં જમે ઉધાર એવા બે પાસાં પાડ્યા પછી; પ્રથમ ગયા રોજની સિલીક રહેલી હોય તે લખવી અને પછી બીજી આપ લેનું નામું માંડવું. અને પેટામાં બરાબર હકીકત લખવી. અને છેવટ તે કઈયે ખાતે ઉધાર કે જમા તે પણ દર્શાવવું.

૭૫ રોજ મેળમાં સિલીક કાઢવાની રીત રોકડ મેળના જેવી છે માટે તે પ્રમાણે સિલીક કાઢવી.

૭૬ રોજ મેળ રાખનાર વેપારી રોકડ મેળ અને નોંધ રાખતા નથી કારણ કે તે બંનેમાં માંડવાનું તમામ નામું રોજ મેળમાં આવી જાય છે.

---

## સુડીઓ.

**૭૭ સુડીયાની વ્યાખ્યા.**—રોજની આપ લે

---

૧ જે રકમોની ઉધારે આપ લે થાય, તે રકમોને "જમા ખર્ચી" રકમો કહે છે. પણ તે રકમ એવી હોવી જોઈએ કે તે આવવા જવાથી સિલીકમાં વધારો ઘટાડો થાય નહી.

થાય તે તરતજ જે ચોપડામાં માંડવામાં આવે છે તેને "સુડીઓ" કહે છે. કેટલાક સાંજરે, અથવા બીજે વખતે પણ લખે છે.

**૭૮ સુડીઓ લખવાની રીત**—પ્રથમ ગયાળે એક લીટી દોરીને ફલાણી તીથી, અથવા ફલાણા મહિના અથવા ફલાણી સાલનો "સુડીઓ" એમ લખવું. પછી તેની નીચે સળંગ બેવડી લીટી દોરવી; અને વળી તે બેવડી લીટીની નીચે જરા ટુંકી બીજી એકવડી લીટી દોરવી. તે દોરેલી લીટીમાં કોઈ કાંઈ લઈ જાય તો તેને "ખાતે ઉધાર" એમ અટક સાથે નામ લખીને લખવું અને આપી જાય તો તેનું નામ અઠક સાથે લખીને "ખાતે જમા" એમ લખવું. તથા પેટામાં વીગતવાર હકીકત લખવી. અને માલ હોય તો તેનું તોલ તથા ભરથ અને ભાવ દર્શાવવો. અને છેવટ, મહિના કે વર્ષનો સાથે સુડીઓ હોય તો તીથિ અને માસ દર્શાવવાં. પણ રોજનો હોય તો તે દર્શાવવા જરૂર નથી. જેમ.—

ઠા૦ માવજી કાનજી આપણી પાસેથી પોશ સુદ ૫ ને રોજ ગોળ મણ ૨ બે પ્રત કોરી ૮ આઠ લેખે ઉધાર લઈ ગયા. અને શા૦ દેવશી પ્રેમચંદ પોશ સુદ ૮ ને રોજ કોરી ૫ પાંચ રોકડી લઈ ગયા તથા મેહેતા પ્રાણજીવન કુંવરજી પાસેથી બાજરો કળશી ૦॥। પ્રત કોરી ૧૨૦ એકસો વીશ લેખે લીધો. તો તેનું નામું સુડીમાં નીચે મુજબ માડવું જોઈએ.

**સંવત ૧૯૪૭ ના માશ પોશનો સુડીઓ.**

---

૧૬ ઠા. માવજી કાનજીને ખાતે ઉધાર. ગોળ મણ ૨ પ્રત કોરી ૮ લેખે. ઠ૦ પોતે. સુદ ૫ ખા. પા.

૧૬ વકરા ખાતે જમા. ખા. પા.

૫ શા. દેવશી પ્રેમચંદને ખાતે ઊધાર. રોકડી ૬૦ પોતે. સુદ ૮ ખા. પા.

૯૦ મહેતા પ્રાણજીવન કુંવરજીને ખાતે જમા. બાજરો કળશી ૦ાા પ્રત ૧૨૦ લેખે લીધો તેની સુદ ૮.

ખા. પા.

૯૦ ખરીદ ખાતે ઊધાર. ખા. પા.

૭૯ આપણી પાસેની સીલીક સુડીઆ પરથી જણાતી નથી.

૮૦ કેટલાક જણ સુડીઆને નોંધ પણ કહે છે. પણ તે બરાબર નથી. કારણ કે સુડીઆમાં રોકડે તથા ઉધારે ગમે તેવી રીતે આપ લે થાય તે તમામનું નામું એ સુડીઆમાંજ લખવામાં આવે છે; અને નોંધમાં તો માત્ર જમા[1] વાસલ રકમોનુંજ નામું માંડવામાં આવે છે. બાકી નોંધ માંડવાની જેવી રીત છે તેવીજ સુડીઓ લખવાની રીતમાં એ બંને મળતાં છે.

૮૧ સુડીઓ રાખનાર હલકા વર્ગના વેપારી તેના પેટામાં તે રકમ કયે ખાતે જમા કે ઊધાર; તે લખતા નથી. તે સિવાય બધી હકીકત લખે છે. જેમ આડદ ક-

---

૧ જેની ઊધારે આપ લે થાય તેને જમા વાસલ કહે છે. અને કેટલાક જમા ખર્ચી પણ કહે છે. જમા વાસલ એટલે એવી રકમો કે જેની આપ લે કરવાથી સિલીકમાં વધારો ઘટારો થતો નથી. જેમ મગ કળશી એક ઊધારે લઈએ તો જેની પાસેથી લઈએ તેની જમા થાય અને ખરીદ ખાતે ઊધારાય જેથી સિલીકમાં કાંઈ પણ ફેરફાર થવાનો નહીં.

જાશી ૦।। અરધ ઠા. માવજી રામજી ઊધારે લઈ જાય તો તે અડદની જેટલી કોરી થાય તેટલી ઠા. માવજી રામજીને ખાતે ઉધારે છે. તથા તેનું માપ અને પ્રત કેટલી કોરી લેખે આપ્યા તે; ૯૦ કાણુ અને છેવટ મીતિ લખે છે. પણ તે અડદની કોરી કયે ખાતે જમા. તે લખતા નથી.

---

## આવરો.

૮૨ રોકડ મેળ અને નોંધ ઊપરથી એકંદર એક ઠેકાણે નામું તૈયાર કરવાના ચોપડાને આવરો કહે છે.

**૮૩ આવરો લખવાની રીત**—પ્રથમ એક લીટી દોરી તેમા સંવત અને મહિનો લખીને લખવું કે "સુદ એકમથી તે વિદ ૦)) સુધી ( અથવા અમુક તીથિ સુધી) નો આવરો" પછી તે નીચે જમાને ઉધારની લીટીઓ દોરીને, જમા તરફ પ્રથમ ગયા માસ આખરની રહેલી સિલીક લખવી; ને તે નીચે ( જમા તરફ ) " ફલાણી આસામીને ખાતે જમા માસ અમુકમાં " એમ લખી પેટામાં રકમોનો આંકડો, રોકડ મેળ અથવા નોંધ જે ચોપડામાં થી તે રકમ લેવાની હોય, તે ચોપડાનું સંક્ષેપમાં નામ સાથે પાનું તથા મીતિ લખીને, એ રકમ બાબત જે હકીકત હોય તે લખવી. એ રીતે આખા માસમાં જેટલી તીથિઓએ જમા કરવાનું થયું હોય તેટલું લખવું. ને તેને નામે ઉધારવું હોય તે પણ એજ રીતે ( ઉધાર તરફ ) ઉધારવું. છુટક છુટક મીતીની રકમોનો કુલ આંકડો થાય તે તેને માથે ચઢાવવો.

૮૪ બધા વેપારી આવરો કરતા નથી. કેટલાક કરે છે અને કેટલાક નથી પણ કરતા. સારા અને મોટા

વેપારી આવરો કરે છે. અને બાકીના નથી કરતા આવ-રા બાબત સારા વેપારીનું કહેવું એમ છે કે આવરો ક-રવાથી નામું પાકું થાય છે અને એકની એક હકીકત બી-જે ચોપડે અંદર થવાથી ભૂલ રહેતી નથી. માટે આવ-રો આવશ્ય કરવોજ જોઇએ.

૮૫ કેટલાક વેપારી આવરો મહિને મહીને લખે છે અને કેટલાક અમુક મુદતે લખે છે. પણ મહીને મહીને આવરો લખવો એ વધારે સારૂં છે.

૮૬ રોકડ મેળ અને નોંધની જેજે રકમો આ-વરામાં ઉતરે તે તે રકમો સાથે આવરામાં રો-કડ મેળ કે નોંધનું પાનું દર્શાવવું. અને રોકડમેળ ને નોંધમાં આવરાનું પાનું દર્શાવવું. એમ એક બીજાનાં પાનાં નોંધવાથી ચોપડા સંકળાઈ જાય છે. અને નામું બહુ સરળ થાય છે.

૮૭ રોકડ મેળ અને નોંધ, એ બંને ચોપડાની ર-કમો આવરામાં પડીછે; તેની ખાત્રી સારૂ એ રકમની ડા-બી બાજુએ આવી. ૦ મીંડા જેવી નીશાની કરવામાં આવે છે.

૮૮ આવરા ઉપરની સિલીક રોકડ મેળની સિલીક સાથે મળવી જોઈએ.

૮૯ રોજમેળ અને આવરામાં તફાવત—રોજમેળમાં પણ રોકડ અને જમા ખર્ચી રકમોનું જમા ઉધાર થાય છે; પણ તે બેમાં ફેર એટલોજ કે રોજમેળ રોજને રોજ લખવામાં આવે છે. અને આવરો મહિને મહિને કે અ-મુક અમુક મુદતે લખવામાં આવે છે. વળી રોજમેળમાં એકજ આસામીને ખાતે જે રકમો મંડાય તે જેમ જેમ જતી આવતી જાય તેમ તેમ તે જુદે જુદે ઠેકાણે મંડા-

તી જાય પણ આવરામાં તો એકજ આસામીને ખાતે આ-ખા મહિનામાં જેટલી રકમો મંડાણી હોય તેટલી એકજ ઠેકાણે આવી જાય છે.

---

## રોકડ મેળ, રોજ મેળ, અને આવરામાં થતી ભુલો અને તે સુધારવાની રીત.

૯૦ સિલીક બાકી કેટલી છે તે બે રીતે જણાઇ આવે છે. એક કોથળીમાં રહેલી રકમ ગણવાથી અને બી-જી ચોપડા ઉપરથી.

૯૧ વેપારી લોકો મેળ બંધ કર્યા પછી ચોપડા ઉ-પરની અને કોથળીમાં બાકી રહેલી (સીલીક મેળવી જુ-એ છે. તે બંને બરાબર મળી રહે તો મેળ ખરો છે એ-મ જાણવું.

૯૨ કોઇ માણસને આપણે કાંઇ રકમ આપી હોય તે રકમ તે માણસને ખાતે ઉધારવાને બદલે જમે થઇ ગ-ઇ હોય તો ચોપડા ઉપરની અને કોથળીમાંની સિલીક મ-ળશે નહીં આવી રીતે ભુલ થઇ હોય તો જે રકમ ઉ-ધારવી જોઇએ તેની બમણાઇ જેટલી ચોપડામાં વધારે અ-ને કોથળીમાં ઓછી શિલીક રહેલી માલુમ પડશે.

૯૩ ચોપડા ઊપરની શિલીક કરતાં કોથળીમાની શિલીક ઓછી જણાય અને તેમ થવાનું કારણ શોધતાં જણાય નહી, તો તે રકમ "શિલીકના ઘટારા ખાતે" ઊ-ધારવી અને પેટાની હકીકતમાં જણાવવું કે શિલીક ન મળવાથી શિલીક ખાતે ઊધારી છે.

૯૪ પાછળથી શોધ કરતાં એમ જણાય કે ઊપ-રની કલમમાં જણાવ્યા મુજબ ચોપડા ઊપરની શિલીક

કરતાં કોથળીમાં જે રકમ ઓછી રહેલી હતી તે ફલાણી આસામીને ખાતે અમુક રકમ ઊધારવાને બદલે જમા કરવાથી આમ થયું છે ત્યારે શિલીકની ઘટ ખાત્તે ઊધારેલી રકમ પાછી શિલીકના વધારા ખાતે જમા કરવી અને તે રકમ જે આસામીને ખાતે ઊધારવાને બદલે જમા થઈ હતી તે આસામીને ખાતે પાછી ઊધારવી એટલે હિસાબ પાછો બરાબર થઈ રહેશે. અને શિલીક ખાતું પણ સર ભર થઈ જશે. કેમકે ઠ૦ પ્રેમજી પુરૂષોત્તમને કોરી ૧૦૦ સો આપી તે કોરી ઠ૦ પ્રેમજી પુરૂષોત્તમને ખાતે ઊધારવી જોઈએ, પણ સરત ચુકથી તેને ખાતે ઊધારવાને બદલે જમા થઈ ગઈ, રાત્રે મેળ બંધ કરતાં ચોપડા ઊપરની શિલીક એને કોથળીમાંની શિલીકમાં કોરી ૨૦૦ બસોનો તફાવત જણાયો. તે રોજે તપાસ કરતાં ભૂલ માલૂમ ન પડી તેથી કોરી ૨૦૦ બસો શિલીકના ઘટારા ખાતે ઊધારી. પછી કેટલેક દીવસે જણાયું કે ફલાણે દીવસે શિલીકમાં ચોપડા ઉપરની શિલીક કરતાં કોથળીની શિલીકમાં કોરી ૨૦૦ બસોનો ફેર હતો તે ઠ૦ પ્રેમજી પુરૂષોત્તમને ખાતે કોરી ૧૦૦ સો ઊધારવાને બદલે, કોરી ૧૦૦ સો તેની જમે કરવાથી કોરી ૨૦૦ બસોનો ફેર આવ્યો છે. ત્યારે તે ભૂલ સુધારવા માટે હાલ કોરી ૨૦૦ બસો શિલીકના વધારા ખાતે જમા કરવી એટલે શિલીક ખાતું સરભર થઈ જશે અને કોરી ૨૦૦ બસો ઠ૦ પ્રેમજી પુરૂષોત્તમને ખાતે ઊધારવી એટલે આપણી પાસેથી ઠકર મજકુર કોરી ૧૦૦ સો લઈ ગયા હતા તે તેમને ખાતે આગળ થઈ હતી અને હાલ કોરી ૨૦૦ બસો તેમને ખાતે ઉધારી એટલે કોરી ૧૦૦ સો તેમને ખાતે

જમા થઈ અને કોરી ૨૦૦ બસો તેમને ખાતે રહી; એ-ટલે કોરી ૧૦૦ સો જે આપણી પાસેથી લઈ ગયા હતા તે તેમની પાસે બાકી લેણી રહી.

૯૫ કોઈ આસામીને ખાતે અમુક રકમ જમે કર-વાને બદલે ઊધારી દીધી હોય તો ચોપડા ઊપરની શિલીક કરતાં ઉધારેલી રકમની બમણાઇ જેટલી રકમ કોથળીમાં વધારે માલૂમ પડશે.

૯૬ કોથળીમાં તે રકમ વધવાનું કારણ ન જણાય તો જેટલી રકમ વધતી હોય તેટલી રકમ શીલીકના વધા-રા ખાતે જમા કરવી એટલે ચોપડા ઊપરની અને કોથ-ળીમાંની શિલીક બરાબર મળી રહેશે.

૯૭ પાછળથી એમ જણાય કે ચોપડા ઊપરની શિ-લીક કરતાં કોથળીમાં અમુક રકમ જે વધારે થઇ હતી તેનું કારણ એકે ફલાણી આસામીને ખાતે અમુક રકમ જમે કરવાને બદલે ઊધારવાથી થયું છે. હવે તે ભુલ સુ ધારવી હોય ત્યારે જેટલી રકમ કોથળીમાં વધારે જણાઈ હતી તેટલી રકમ શિલીકના ઘટારા ખાતે ઉધારવી અને તે આસામીને ખાતે જમા કરવી. જેમ–

ઠ૦ પ્રેમજી પુરૂષોત્તમ કોરી ૧૫૦ દોઢસો આપી ગયા તે તેમને ખાતે જમે કરવાને બદલે, તેમને ખાતે ઉ-ધારી તેથી રાત્રે મેળ તપાસ્યો ત્યારે ચોપડા ઊપરની શિ-લીક કરતાં કોથળીમાં કોરી ૩૦૦ ત્રણસો વધારે માલૂમ પડી તેથી તે કોરી ૩૦૦ ત્રણસો શિલીકના વધારા ખાતે જમા કરી. પાછળથી એમ જણાયું કે ઠ૦ પ્રેમજી પુરૂ-ષોત્તમની જમે કરવાને બદલે ઊધારવાથી કોરી ૩૦૦ ત્ર-ણસો કોથળીમાં વધી હતી જેથી હાલ પાછી કોરી ૩૦૦

અનુસો ૬૦ પ્રેમજી પુરશેત્તમની જમા કરી સિલીકના ઘ-ટારા ખાતે ઊધારવી. એટલે મેળ બરાબર થઈ રહેશે.

૯૮ કોઈ અમુક માણસને ખાતે ઉધારવાને બદલે બીજાને ખાતે કોઈ રકમ ઊધારાઈ હોય, તો એવી ભૂલ માલમ પડે ત્યારે એકને બદલે જેને ખાતે ઊધારી હોય તેની જમા કરીને જેને ખાતે ઊધારવી જોઈએ તેને ખા-તે ઊધારવી.

૯૯ કોઈ માણસને ખાતે જમે કરવાને બદલે કોઈ બી-જાને ખાતે જમા થઈ ગઈ હોય તો જ્યારે તે ભૂલ જણાઈ આ-વે ત્યારે જેને ખાતે ભુલથી જમા થઈ હોય તેને ખાતે તે રકમ ઉધારવી અને જેને ખાતે તે રકમ જમા કરવી જોઈએ તેને ખાતે જમા કરવી.

---

## ખાતા વહી.

૧૦૦ **ખાતાવહીની વાખ્યા—આવરા ઊપરથી** ખાતાં વાર જમા ઊધારની રકમો ખતવવાની વહીને ખાતા વહી કહે છે.

જે વેપારી આવરો કરતા નથી તેઓ રોકડ મેળ અને નોંધ ઊપરથી ખાતા વહી કરે છે. તેમજ રોજ મેળ રાખનાર રોજ મેળ ઊપરથી ખાતા વહી કરે છે.

૧૦૧ **ખાતા વહી લખવાની રીત—પ્રથમ** એક લીટી દોરી લખવું કે "ફલાણી આસામીનું ખાતું." અમુક સાલનું,, પછી તે નીચે જમા ઊધાર એવાં બે પાસાં દોરી તેમને ખાતે આવરામાં જે જે રકમો જમા થઈ હોય તે જમા તરફ અને ઉધારી હોય તે ઊધાર તરફ લખીને, આવરાનું સંક્ષેપમાં પાનું નોંધી લેવું. અને તે આવરામાં

ખાતાવહીનું પાનું ટાંકી લેવું. તેની સાથે ખાતા વહીમાં તો મહિનો તથા તીથિ પણ ટાંકવાં.

१०२ કોઈ વેપારી આવરો ન કરવાના હોય અને માત્ર રોકડ મેળ અને નોંધ ઉપરથીજ ખાતાં વહી કરવાના હોય તો તે ખાતા વહીમાં ઉપર લખ્યા પ્રમાણે જમા ઉધાર એવાં બે પાસાં દોરી તેમને ખાતે રોકડ મેળ ને નોંધમાં જે જે રકમો જમા થઈ હોય તે જમા તરફ અને ઉધારી હોય તે ઉધાર તરફ લખીને જે જાતના ચોપડામાંથી એ રકમો લીધી હોય તે ચોપડાનું સંક્ષેપમાં નામ તથા પાનું નોંધી લેવું અને તે ચોપડામાં ખાતા વહીનું પાનું ટાંકી લેવાં.

१०३ રોજ મેળ ઉપરથી ખાતા વહી કરવાની રીત આવરા ઉપરથી ખાતાં વહી કરવાની રીત પ્રમાણેજ છે.

१०४ ખાતા વહી ઉપરથી આસામી વાર લહેણું દહેણું, તેમજ ખાતાં વાર નફો નુકશાન જ્યારે જોવું હોય ત્યારે જણાય છે.

१०५ મોટા વેપારીઓ કે જેમને ઘણા આસામીઓ સાથે ખાતાં વહેવાર છે તેઓ ગામની અને બહાર ગામની આસામીઓના મૂળાક્ષરના ક્રમે ખાતા વહીમાં ખાતા પાડે છે. આવી રીતે અક્ષરના અનુક્રમે ખાતાં પાડવાથી ખાતું જલદી જડે છે અને એકજ જણનું બે વાર ખાતું પડતું નથી.

१०६ દરેક ખાતું ખાતા વહીમાં કેટલી જગા રોકશે તેની અટકળ કરીને તે ખાતાને માટે જગા રાખવામાં આવે છે. તેમ છતાં પણ તે ખાતાનું પાનું વરસ પુરૂં થયા આગાઉ થઈ રહે તો જમા તથા ઉધાર બાજુના સરવાળા

કરીને તે ખાતું આગળ કોરા પાનામાં નાંખવું. અને આ-ગલા પાનાના જમે ઉધારના સરવાળા જમે તથા ઉધાર તરફ ટાંકવા; જુના ખાતાના સરવાળા આગળ લખવું કે આગળ પાને ફલાણે દાખલ; તેમજ નવા ખાતામાં જ્યાં પાછલો સરવાળો મૂકો હોય ત્યાં લખવું કે પાછળ ખાતા વહી પાને ફલાણેથી બાકી.

૧૦૭ સારા વેપારીઓ દર વરસે ખાતાં બદલી નવાં ખાતાં નાંખે છે.

---

## સરવાયું.

૧૦૮ મહિના આખરે અથવા વરસ આખરે લેણા, દેણા વગેરેનું તારણ કાઢવું, તેને સરવાયું કહે છે.

૧૦૯ કોઈ માણસને નફો ટોટો જાણવાની ઈચ્છા થાય ત્યારે અથવા સહીઆરો વેપાર વહેંચવો હોય ત્યારે સરવાયું કાઢે છે.

૧૧૦ સરવાયું ખાતા વહી ઉપરથી, ખાતા વહીના છેવટના કોરા પાના ઉપર કાઢે છે.

૧૧૧ દરબારી ખાતામાં સરવાયું રોજ મેળના છે-લા પાના ઉપર કાઢવામાં આવે છે. તેજ સરવાયું પાછું નવી સાલના રોજ મેળના પહેલા પાના ઉપર લખ-વામાં આવે છે.

૧૧૨ ચાલતી સાલના રોજ મેળના છેલ્લા પાના ઉપર કાઢેલા સરવાયાને આખર સરવાયું કહે છે.

૧૧૩ તેજ સરવાયું નવી સાલના રોજ મેળને પ-હેલે પાને ઉતારે છે, તેને અવલ સરવાયું કહે છે.

૧૧૪ આખર સરવેયા અને અવલ સરવૈયામાં ફેર

એટલેજ કે આખર સરવાળામાં જે રકમો જમા તરફ હોય, તે અવલ સરવાયામાં ઉધાર તરફ આવે છે; અને આખર સરવાયામાં જે રકમો ઉધાર તરફ હોય છે તે અવલ સરવૈયામાં જમા તરફ આવે છે.

૧૧૫ સરવાયાને કેટલાક વેપારી પોતા મેળ પણ કહે છે.

૧૧૬ હરેક ખાતે કેટલું લેણું, દેણું રહે છે તે જાણવા સારૂ ખાતા વહીમાં તે ખાતાની છેવટે બંને તરફ સરવાળા દેવા.

૧૧૭ આસામી વાર તેમને ખાતે જે જે દેણું અથવા લેણું રહે તે સાલ આખરે નવા ખાતામાં તાણવું પડે છે; કેમકે તે આસામી સાથે જવાબ લેવા દેવાનો છે માટે એવા ખાતાં સાલ પુરી થાય ત્યારે માત્ર સરભર કરવાનાં છે; માંડી વાળવાનાં નથી; પણ ઘર ખર્ચ ખાતું, ધર્માદા ખાતું, બ્યાજ ખાતુ, ઘરેણાં[1] ખાતુ, વટાવ ખાતું વગેરે એવાં ખાતાં છે કે જેનો જવાબ લેનાર કોઈ નથી એટલે એ બધાં ખાતાં માંડી વાળી લેણું દેણું એક ખાતે લઈ જવાય છે.

૧૧૮ ખાતાં માંડી વાળવા સારૂ આવરામાં જમે ઉધાર નાંખવાની રીત—

આ ઘર ખર્ચ ખાતું, ધર્માદા ખાતું, ઈત્યાદિ એવાં ખાતાં છે કે તે ખાતે ઉધારેલી રકમો પાછી આવવાની કે મળવાની નથી માટે એવે ખાતે ઉધારેલી રકમો નવા ખા-

---

૧ ઘરેણાં ખાતાને વરસ આખરે કેટલાક માંડી વાળે છે અને કેટલાક માંડી વાળતા નથી. જેઓ માંડી વાળે છે તેઓ તે ઘરેણાંની જુદી નોંધ રાખે છે.

તામાંથી બાદ કરવી જોઈએ. તેથી એવાં ખાતામાં જેટલી રકમો ઉધારેલી હોય તેના સરવાળા જેટલી રકમ નફા ખાતે ઉધારી, એ દરેક ખાતે જમા કરવી; અને જણાવવું કે " સરવાયું કાઢવા સારૂ નફા ખાતે ઉધારી ફલાણે ખાતે જમા કરી".

ब વ્યાજ તથા વટાવ ખાતાં નફા ખાતાથી જૂદાં હોય તો તેવે ખાતે જેટલી રકમ દેવી રહેતી હોય, તેટલી રકમ તે તે ખાતે ઉધારી નફા ખાતે જમા કરવી; અને લેણી રહેતી હોય તો તેવે ખાતે તેટલી રકમ જમા કરી, નફા ખાતે ઉધારવી; અને હકીકતમાં લખવું કે સરવાયું કાઢવા સારૂ જમા કરી અથવા ઉધારી.

क ખરીદ વકરા ખાતા ઉપરથી નફો જણાય તો તેટલી રકમ ખરીદ વકરા ખાતે ઉધારી નફા ખાતે જમા કરવી; અને ખોટ જણાતી હોય તો, તેટલી રકમ ખરીદ વકરા ખાતે જમા કરીને, નફા ખાતે ઉધારવી. આવી રીતે આવરામાં જમા ઉધાર કરેલી રકમો ખાતા વહીમાં ખતવવી.

૧૧૯ આસામીવાર ખાતાં કે જે ખાતાં માંડીવાળી શકાતાં નથી તેવાં ખાતાં પણ સરવાયું કાઢવા સારૂ બંને તરફના સરવાળા સરભર કરવાની રીત—

જો ખાતાદાર આસામીનું દેણું રહેતું હોય તો ખાતા વહીમાં તેટલો આંકડો ઉધાર બાજુએ દર્શાવી "બાકી દેવા" એમ લખવું અને લેણું રહેતું હોય તો તેટલો આંકડો જમા તરફ લખીને "બાકી લેણા" એમ લખવું ૧૨૦ કલમ ૧૧૮–૧૧૯ પ્રમાણે કરવાથી ખાતા વહીમાં બંને પાસાની રકમોનો સરવાળો બરાબર થઈ રહેશે, એટલે બંને તરફ બેવડી લીટી દોરી તેની નીચે સરવાળો કરવો

આસામીવાર ખાતે જે રકમ દેવી રહેતી હોય, તે રકમ ખાતા વહીમાં ઉધાર બાજુએ લખીએ ત્યારે સરવાળા બરોબર થાયછે. પણ ખરે ખરી રીતે જોતાં તો તે રકમ દેવી રહી માટે તે આપણા ચોપડામાં જમા જોઈએ. માટે તેટલોજ આંકડો જમા તરફ જે સરવાળો કીધો હોય તેની નીચે બેવડી લીટી દોરી "બાકી દેવા" એમ લખવું તેમજ લેણું રહેતું હોય તો ઉધાર બાજુએ તેવીજ રીતે બેવડી લીટી દોરી "બાકી લેણા" એમ લખવું

૧૨૧ સરવાયું કાહડવાની રીત—જમા ઉધારની લીટીઓ દોર્યા પછી ખાતા વહીમાં જે જે ખાતે દેવું પડતું હોય તે તે ખાતે સરવાયામાં જમે લેવું અને લેણું પડતું હોય તો તે તે ખાતે સરવાયામાં ઉધારવું પછી તેમાં વર્ષની સરૂઆતની શિલીક જમા તરફ અને વર્ષ આખરે રહેલી શીલીક ઉધાર તરફ મેળવી. જમા તરફના સરવાળા જમા તરફ કરવા અને ઉધાર તરફના સરવાળા ઉધાર તરફ કરવા. તે બંને તરફના સરવાળા બરાબર થાય તો જાણવું કે સરવાયું ખરૂં છે.

ટીકા—સરવાયું એ વર્ષ આખરનો એક જાતનો મેળ છે. કેમકે તે વર્ષ બેસતાં શરૂઆતમાં જે શિલીક હોય તે આખા વર્ષનું જમા—આખા વર્ષમાં જે ઉધાર થયુ હોય તે વર્ષ આખરની શિલીક એ બંનેના સરવાળા બરાબર થઈ રહે તો જાણવું કે આખા વર્ષનો હિસાબ બરાબરછે.

---

## પરચુરણ ચોપડા બાબત.

## બેઠી ખાતાવહી.

૧૨૨ હાટ વાણીઆ જેઓ બીજા ચોપડા રાખતા

નથી તેઓ પોતાના હાટનો હિસાબ રાખવા માટે માત્ર એ-
ક બેઠી ખાતા વહી રાખે છે. બેઠી ખાતા વહીને કેટલાક
ઠામ વહી પણ કહે છે.

૧૨૩ બેઠી ખાતા વહીમાં જે માણસનું ખાતું પા-
ડવું હોય તેનું ખાતું ખાતાવહીની રીતે પાડે છે.

૧૨૪ પછી કોઈ માણસ કોઈ રકમ અથવા માલ
આપી જાય તો તેને ખાતે જમા કરેછે અને લઈ જાય તો
તેને ખાતે તે ઉધારે છે. અને પેટામાં સઘળી હકીકત (બી-
જા વેપારી રોકડ મેળ કે નોંધમાં લખે છે તેવી રીતે ) લ-
ખે છે. છેવટ લઈ આવનાર કે લઈ જનારનું નામ હસ્તે
કરીને લખે છે.

---

## કબાલા વહી.

૧૨૫ આગળથી માલ આપવાનો. કે લેવાનો કરાર
જે ચોપડામાં લખાય છે. તેને કબાલા વહી કહે છે.

૧૨૬ કચ્છમાં ઘણું કરીને રૂત અને હુંડીઓના ક-
બાલા લખવાની રીતછે. બાકીના માલના કબાલા લખવા-
નો રીવાજ નથી.

૧૨૭ મોટા વેપારી જેઓ ઘણા માલની તે માલ
તૈયાર થતાં પહેલાં કે આવતાં પહેલાં આપવા લેવાનો ઠરા-
વ કરે છે તેવા વેપારીઓ કબાલાવહી જુદી રાખે છે. ક-
બાલા લખવાની રીત આગળ આવી ગઈ છે.

---

## જાંગડ વહી.

૧૨૮ મોટા વેપારી પોતાનો માલ જોવા માટે કોઈ-
ને જાંગડ આપે તો તે માલનું સાટું નક્કી થતાં સુધી, તે-

માલની કીંમત લઈ જનારને ખાતે ન માંડતાં, તે માલ જાંગડ વહીમાં નોંધી રાખે છે. તેમજ તેઓ કોઈને ત્યાંથી લઈ આવે તો તે પણ જાંગડ વહીમાં નોંધી રાખે છે.

૧૨૯ કોઈ આડતીઆને અમુક માલ વેચવા માટે મોકલીએ અથવા આડતીઓ આપણને મોકલે તો તે પણ વેચાતાં સુધી જાંગડ વહીમાં નોંધાય છે. પછી તે માલ વે-ચાયાથી રીતસર બીજા ચોપડામાં જેને તેને ખાતે જમા ઉધાર થાય છે.

**જાંગડ વહી લખવાની રીત**—આ વહીમાં જ-મા તથા ઉધાર એવાં બે પાસાં રાખવામાં આવતાં નથી પણ માત્ર એક આખી સળંગ લીટીમાં જો કોઈ લઇ જા-ય તો તેને ખાતે ઉધાર અને આપણે લેઈ આવીએ તો જેની પાસેથી લઈ આવીએ તેને ખાતે જમા, તે માલ કર વામાં આવે છે. કીંમતનો આંકડો લખવામાં આવતો નથી માત્ર માલનું નામ અને તોલ અથવા જાત લખવામાં આ-વે છે. છેવટ તીથિ, માસ અને સાલ લખવામાં આવે છે.

---

## દાણ વહી.

૧૩૧ મોટા વેપારી જેઓને ત્યાં જથા બંધ માલ આવે છે તેનું કષ્ટમ ઉપર દાણ આપવું પડે છે. તે દાણ બધો માલ આવી રહ્યા પછી આપવું પડે છે. છેવટ સુધી કેટલો માલ આવ્યો તેનો માલ મંગાવનાર વેપારી એક વહીમાં ઈલાયદો નોંધ કરી રાખે છે. તમામ માલ આવી ગયા પછી તેનું દાણ ચુકાવીને તે દાણ ખાતે ખરચેલી ર-કમ બીજા ચોપડામાં ( રોકડ મેળમાં ) તે માલની ખરીદ ખાતે ઉધારાય છે.

૧૩૨ આ વહી રાખવાથી ફાયદો એટલોજ કે દાણુ ચુકાવવાનો હિસાબ બરાબર રહી શકે છે. જો દાણુ વહી ન રાખે તો ઘડીએ ઘડીએ દાણુ પેટે ખરચેલી રકમ રોકડ મેળમાં ઉધારવી પડે અને તેથી મેળ બહુ લાંબો થઈ જાય પણ આ વહી રાખવાથી બધા માલના દાણુની રકમ એકજ વખત ઉધારવી પડે છે,

૧૩૩ જેમ આવક માલને માટે દાણુ ચુકાવવાનો નોંધ આ વહીમાં રાખવામાં આવે છે. તેમ જાવક માલના દાણુનો નોંધ પણ આજ વહીમાં રાખવામાં આવે છે.

૧૩૪ દાણુ વહી નોંધની પેઠે રાખવામાં આવે છે. તથા તે લખવાની રીત પણ નોંધના જેવીજ છે.

---

## પરચુરણ ખર્ચના હિસાબની વહી.

૧૩૫ ઘણા મોટા માણસો જેમને ત્યાં ઘર ખર્ચ સારૂ જુદી જુદી કિંમતની ઘણી ચીજો ઘડીએ ઘડીએ લેવી પડે છે તેઓ "પરચુરણ ખર્ચના હિસાબની વહી" એ નામે એક વહી રાખે છે.

૧૩૬ આ વહી બીજા ચોપડાની માફક બાંધવામાં આવે છે.

૧૩૭ આ વહી લખવાની રીત રોકડ મેળના જેવી છે.

૧૩૮ ઘર ખર્ચમાં વપરાતી વસ્તુઓને માટે અમુક રકમ રોકડ મેળમાં ઘર ખર્ચ ખાતે ગાંડીને આ વહીમાં જમા કરે છે પછી જે જે ચીજ ઘર ખર્ચ સારૂ લેવી હોય તે લેતાં તેના પૈસા બેસે તે આ વહીમાં છુટક છુટક ઉધારે છે. આ વહી રાખવાથી ઘરમાં વપરાતી ચીજોના ખર્ચનો હિસાબ બરાબર રહે છે. અને રોકડ મેળમાં ઘ-

ડીએ ધડીએ તે ખર્ચ માંડવું પડતું નથી. જ્યારે પ્રથમ આટલી રકમ થઈ રહે છે. ત્યારે ફરીને તેવીજ રીતે બીજી રકમ ઉધારીને લઇ લે છે.

---

## ગાડા વહી.

૧૩૯ પરગામથી માલ છુટક છુટક આવે, અથવા બંદરેથી માલ ગામમાં લઈ જતાં ગાડાનું ભાડું આપવું પડે તેનો નોંધ તે માલ આવી રહેતાં સુધી આ વહીગાં નોંધાય છે. પછી જ્યારે તે માલ સઘળો આવી રહે છે ત્યારે ભાડા ખાતે ખરચેલી રકમ રોકડ મેળના ચોપડામાં તે માલની ખરીદ ખાતે ઉધારવામાં આવે છે.

૧૪૦ ગાડા વહી રાખવાની તથા લખવાની રીત દાણુ વહીના જેવીજ છે.

---

## આગળ આવેલા કેટલાક અગત્યના શબ્દોનું વિવેચન તથા સામાન્ય સમજણ.

જુદી જુદી જાતના લોકોને અટક વગેરે લખવાનો સાધારણ રીવાજ નીચે પ્રમાણે છે.

**વાણીયાને** માંજી, મહેતા, દોશી, શા, પારેખ, સંઘવી વગેરે લખવાનો રીવાજ છે.

**ઓશવાળ વાણીયાને** તેમની જે અટક હોય તે એટલે કે શા, છેડા, ગડા, ગાલા વગેરે લખવાનો રીવાજ છે.

**લુવાણા તથા ભાટીયાને** મહેતા ઠા૦ કે ઠ૦ એટલે ઠક્કર લખવાની રીત છે.

**નાગર તથા કાયસ્થને** મહેતા લખવાનો રીવાજ છે.

**બ્રાહ્મણને** પંડયા, જોશી, વ્યાસ, શાસ્ત્રી, અધિકારી,

ઠાકર, ભટ, વગેરે લખવાનો રીવાજ છે.

કણબીને તેમની જે અટક હોય તે, એટલે કે પ-ટેલ, ચોધરી, ગેઠી, રાવત વગેરે લખવા રીવાજ છે.

પારસીને શેઠ લખવાની રીત છે.

સાધારણ દરબારી મહેતા કે કારકુનને રાજેશ્રી તથા મોટા અમલદાર કે હુદેદારને રાજમાન રાજેશ્રી લખવા-ની રીત છે.

ઉપર લખ્યા સિવાયની હિંદુ તથા મુસલમાનની જે જાત હોય તે જાત લખવાની રીત છે; જેમ હિંદુમાં વા-ઘડા, રબારી, ભરવાડ, સુતાર, સઈ, મોચી, લુવાર, કુંભાર; તેમજ મુસલમાનમાં ખોજા, ખત્રી, મેમણ, પઠાણ, ફકીર, સૈયદ, પીર, હજામ, ચાકી, મીત્ર, લંઘા, તુરીયા વગેરે.

---

## કાગળ વગેરેમાં રામ રામ વગેરે લખવાની રીત નીચે મુજબ છે.

કણબી, રજપુત, આહેર, વાઘડા, સુતાર, સઈ, કું-ભાર, લુવાર વગેરે હિંદુની કેટલીક જાતો એક બીજાને રામ રામ લખે છે, તથા ભેટતી વખત બોલે છે.

હિંદુ તથા મુસલમાન, દરબારી અમલદાર તથા મ-હેતા, મત્સુદીને સલામ લખે છે તથા મળતી વખત બો-લે છે. કેટલાક કુરનસ બિંદગી પણ લખે છે.

મુસલમાન એક બીજાને સલામ લખે છે. સિધી ચંગાભલા લખે છે.

બ્રાહ્મણ બ્રાહ્મણને નમસ્કાર લખે છે, તથા મળતી વખત બોલે છે.

બ્રાહ્મણ બીજી હિંદુની જાતને આશિર્વાદ કે આશિ-

૫ લખે છે તથા બોલે છે.

ગુરૂને પ્રણામ, દંડવત પ્રણામ અથવા સાષ્ટાંગ દં-ડવત પ્રણામ લખવાનો રીવાજ છે.

બાપ દીકરાને આશિર્વાદ કે આશિષ લખે છે.

દીકરો બાપને પગે લાગણું કે પાયલાગણું લખે છે.

વાણીઆ એક બીજાને જુહાર લખે છે તથા મળ-તી વખત બોલે છે.

વૈષ્ણવ વૈષ્ણવને જેશ્રી કૃષ્ણ, જેગોપાળ કે જેમ-હારાજ લખે છે તથા મળતી વખત બોલે છે.

વાણીઆ તથા બીજી વર્ણના હિંદુ લોકો બ્રાહ્મણને પગે લાગણું લખે છે.

---

## ચીઠીઓ લખવામાં નીચેની ચાર બાબતો. અનુક્રમે લખવી જોઇએ.

૧ પ્રથમ જેને ચીઠી લખવી હોય તેનું નામ મથાળે ટુંકી લીટીમાં લખવું.

૨ પછી બીજી લીટીમાં જે હકીકત લખવાની હોય તે લખવી જોઇએ.

૩ હકીકત લખાઇ રહ્યા પછી સાલ, માસ, તીથિ તથા વાર લખવાં.

૪ છેવટ જમણી તરફ ચીઠી લખનારની સહી ટુંકી લીટીમાં આવવી જોઇએ.

---

## કાગળમાં નીચેની ચાર બાબતો અનુક્રમે આવવી જોઇએ.

૧ જેને કાગળ લખવો હોય તેની ઉપમા, ગામનું

ગામ તથા તેનું નામ.

૨ કાગળ જેણે લખ્યો હોય ( કાગળ મોકલનાર હોય ) તેનું ગામ તથા નામ.

૩ પછી જે હકીકત લખવાની હોય તે તમામ વિસ્તારથી લખવી.

૪ હકીકત લખાઈ રહ્યા પછી સાલ, માસ, મીતિ તથા વાર લખવા, અને કાગળ લખાવનારને લખતાં ન આવડતું હોય તો લખનારના દસ્કત અને લખાવનારની સહી છેવટ આવવી જોઈએ.

---

## દસ્તાવેજ લખવામાં નીચેની નવ બાબતો આવવી જોઇએ.

૧ પ્રથમ સંવત, માસ તથા મીતિ.

૨ ધનીકનું ગામ તથા નામ.

૩ ઉધારણીક ( મતાંદાર ) નું ગામ તથા નામ.

૪ જેટલી રકમ આપવામાં આવી હોય તેનો આંકડો.

૫ આપેલી રકમના બદલામાં કોઈ જગ્યા કે ગીરાશ, વટાંતર ચિત ઠામ, ધાસ ધરેણે કે અધાટ માંડી દીધો હોય તેની હકીકત, તે ક્યાં આવેલી છે તે તથા તેની ચતુર દિશા.

૬ માંડી દીધેલી મિલકતનો ધનીકના ધણીને જેટલો કબજો આપવામાં આવ્યો હોય તેની વીગત.

૭ ખતમાં લખેલી કોરી આપ્યાની વીગત.

૮ આપેલા પૈસાના બદલામાં જગ્યા અથવા ગીરાશ ચિતઠામ, વટાંતર, ધાસ ધરેણે અથવા અધાટ માંડી દીધેલ હોય, તેના દસ્તાવેજની વિગત, તથા મતાં ધણીનો

એકરાર.

૯ ઉપર મુજબ હકીકત લખાયા પછી ડાબી તરફ ટુંકી લીટીમાં મતાં ધણીનું મતું તથા સહી, અને જમણી તરફ સાક્ષીઓની સહી.

---

## લખતો લખવામાં નીચેની પાંચ બાબતો આવવી જોઇએ.

૧ લખી દેનારનું ગામ તથા નામ.

૨ જેને લખી દીધું હોય તેનું ગામ તથા નામ.

૩ જે બાબતનું લખત હોય તે બાબતની હકીકતં તથા કરારની સરતો.

૪ સંવત માસ તથા તીથિ.

૫ ડાબી તરફ ટુંકી લીટીમાં લખી દેનારનું મતું અને સહી તથા જમણી તરફ સાક્ષીઓની સહી.

---

## અરજી લખવામાં નીચેની દશ બાબતો આવવી જોઇએ.

૧ રાજ્ય ગાદીના માલીકને લખાતી ઉપમા તથા નામ અને ઈલકાબ વગેરે આવવાં જોઇએ.

૨ જે કોર્ટમાં ફરિયાદ કરવી હોય તે કોર્ટનું નામ.

૩ વાદીનું નામ, ગામ, ઉંમર તથા ધંધો,

૪ પ્રતિવાદીનું નામ, ગામ, ઉંમર તથા ધંધો.

૫ જેટલી કોરીની ફરિયાદ કરવાની હોય તે રકમ (દાવાની રકમ)

૬ જે બાબતની ફરિયાદ હોય તેનું વર્ણન, તથા તે ધીરતી વખતે જે દસ્તાવેજ કરાવી લીધા હોય તેની તથા

દાવાની રકમની વીગત.

૭ કાંઈ મિલકત માંડી આપી હોય તો તે મિલકત-અને ગીરાસ કે જમ્યા માંડી આપી હોય તો તેની ચતુ-ર દિશા.

૮ અરજી ઉપર દાવાની રકમ બદલ સ્ટામ્પ ચોડયા-ની વીગત.

૯ વાદીનો એકરાર, સંવત, માસ, તથા તીથિ.

૧૦ વાદીની સહી.

---

## દસ્તાવેજમાં આવેલા કેટલાક શબ્દોની વ્યાખ્યા.

ખુટાં—જમીન ખેડવાના હકને ખુટાં કહે છે. જમી-ન ઉપર જેનો ખુટાં હક હોય તે ખુટાંની પેદાશ રાજ્ય ભોગ ભરાણા પછી ખાય છે. જે જમીન ઉપર ખેડુતનો ખુટાં હક છે, તેવા ખેડુત પોતાની જમીન બીજાને વહેંચી શકે છે; પણ જે જમીન ઉપર ખેડુતનો ખુટાં હક નથી; માત્ર તે જમીન ખેડનાર ખેડુતજ હોય, તેમનાથી તે જ-મીન વહેંચી શકાતી નથી. જમીન ઉપર મુખ્ય ભોગ રા-જ્યનો છે તેને રાજ્ય ભોગ કહે છે. તે ભોગ ભરાણા પ-છી તે જમીનનાં જેનાં ખુટાં હક હોય તે ખુટાંની કસર બ-દલ અમુક ભાગ લે છે. તે જતાં બાકી રહે તે ખેડુત પો-તાની મજુરી બદલ રાખે છે, જો તે જમીન ઉપર ખુટાં-નો હક તે ખેડુતનોજ હોય, તો રાજ્ય ભોગ ભરાણાં પ-છી બાકીની તમામ ઉપજ ઉપર ખેડુતનો હક થાય છે. જમીનની પેદાશમાં જે ખુટાંનું હક તેને ધોરી ભાગ કહે છે. કેટલેક ઠેકાણે ખુટાંને ચાસ અથવા પોગળી પણ કહે છે. કચ્છની ઘણી ખરી જમીન એવી છે કે તે ઉપર આ-

લીકીનો હક દરબાર શ્રીનો તથા ખુટાં હક ખેડુતનો હોય છે.

**સરાડી ખુટનાં ખુટાં**—જે જમીન ઉપર માલીકીનો તથા ખુટાંનો હક દરબાર શ્રીનો છે, તેને સરાડી ખુટનાં ખુટાં કહે છે. આ શબ્દ ઘણું કરીને વાગડમાં વધારે વપરાય છે.

**ધડો**—જે જમીન ઉપર ખેડ થવાની હોય તે જમીનને ધડો કહે છે.

**ગુઢ**—જે જમીન વંટોળીઓ, વા અથવા બીજા કારણને લીધે ટીંબા ટીંબા જેવી થઈ ગઈ હોય તેને ગુઢ અથવા ઢુઈ કહે છે.

**પ્રોરચ**—ખેડવાન જમીન હોય તેને પ્રોરચ કહે છે. કેટલેક ઠેકાણે પ્રોરચને બદલે પોલચ, પ્રોચ કે પોળચ પણ કહે છે.

**વાગ**—વાગનો અર્થ " લગામ અથવા કબજો" એવો થાય છે. દસ્તાવેજમાં જેની વાગ લખી હોય તેને કબજે તે જમીન રહે છે.

**રાગ**—રાગનો અર્થ સમારવું અથવા સુધારવું એવો થાય છે. એટલે કે તે જમીનમાં ખાતર પુંજો નાખવો તથા છબર ખોદાવવી અને તે પર ખેડ કરી તે જમીનને સુધારવી.

**જોડ**—ખેડયા વગરની પડતર જમીન હોય તેને જોડ કહે છે.

**ગૌચર**—ગાયોને ચરવા માટે જે જમીન જોડ તરીકે રાખેલી હોય, તેને ગૌચર કહે છે. જોડ અને ગૌચર જમીનમાં તફાવત એટલો કે, જોડ જમીન ખેડુતની તંગાસને લીધે પડતર રહેલી હોય છે. તેવી જમીન ખેડુત-

નો વધારો થવાથી ખેડાવી શકાય છે. પણ ગૌચર જમીન તો માત્ર ગાયોને ચારવાને માટેજ રાખેલી હોય છે. તેવી જમીન ઘણું કરીને ખેડવાન કરી શકાતી નથી.

**પડી આખડી**—પડેતર અથવા જોડ વગેરે.

**પછ લઇ છેલ્લો રાંગો**—જમીન માંડી દેવામાં આવે તેના ચારે શેડાની અંદર જે જમીન વગર ખેડાએલી તથા ખેડવાને લાયક ન હોય તેવી પડી હોય, તે તથા વરસાદના પાણીથી વોકળા, વાંઘાં, કે છેલ્લા (પહોળા વોકળા) પડી ગયા હોય તેવી જમીનનો સમાવેશ થાય છે.

**આતાળ પાતાળ**—આ શબ્દ વાડીના દસ્તાવેજમાં વપરાય છે' "આતાળ પાતાળ" એ શબ્દ પાણી સાથે સંબંધ રાખે છે.

**હદમજીદ**—હદની અંદર આવતું હોય તે.

**લેવા કણબીની રીતે**—સુખડી તથા ખેડુપાના લખતમાં "લેવા કણબીની રીતે" ખેડવા લીધુ છે; આમ લખવામાં આવે છે તેનો અર્થ એવો છે કે તે જમીન લેનાર ખેડુતે માત્ર તે જમીન ખેડવાજ લીધી છે, બાકી તે જમીન ઉપર તે ખેડુતનો કશો હક્ક નથી એમ સમજવું.

**કાળો શેડો**—સુકી મોસમને કાળો શેડો કહે છે. જે જમીન ઉપર જે વખતે કાંઈ પણ મોલ હોય નહીં તે જમીનનો તે કાળો શેડો કહેવાય. ખેતરનો કાળો શેડો વૈશાક સુદ ૩ ગણાય છે; અને વાડીનો કાળો શેડો અશાડ સુદ ૨ ગણાય છે.

**અઘાટ હમીરાવાર**—અઘાટના દસ્તાવેજોમાં "અઘાટ હમીરાવાર" એ શબ્દ અવસ્ય લખવો જોઇએ. એ

શબ્દ અધાટના દસ્તાવેજમાં ન લખ્યો હોય તો તે દસ્તાવેજ બરાબર ગણાતો નથી. "અધાટ હમીરા વાર" એ શબ્દ અધાટના દસ્તાવેજમાં લખાય છે તેનું કારણ એવું છે કે, વીંઅડે પુંવરાના પધ્ધર ગઢ ઉપર ચડાઈ કરી હતી તે ચડાઈમાં પુંવરે પોતાની મદદમાં સિંધના હમીર સુંમરાને બોલાવ્યો હતો, અને એવો કરાર કર્યો હતો કે "વીંઅડને જે મારશે તેને હું મારી દીકરી પરણાવીશ" લડાઈ થઈ તેમાં પ્રથમ વીંઅડે હમીર ઉપર એક ગુરુજ નાંખ્યો તેમાં હમીરના દાંત પડી ગયા. પછી હમીરે વીંઅડને સાંગ મારી, તેમાં તે મરી ગયો. લડાઈ પુરી થયા બાદ હમીર પરણવાને તોરણે ગયો, ત્યારે પોંખતી વખતે એક લંઘીએ હમીરના દાંત પડી ગયા હતા તથા મોઢામાંથી લોહી નીકળતું હતું તેથી મશ્કરીમાં કહ્યું કે "ગોટ કરતાં તો આણવર કૂટડો છે" આથી હમીરને બહુ માઠું લાગ્યું અને રીસાઇને પાછો વળી ગયો. આ ખબર પુંવરાને પડતાં નારાજ થયો; તેમજ પુંવરાની દીકરીએ પણ કહ્યું કે "મારો ધણી હમીર થઇ ચુકો માટે હું બીજાને વરવાની નથી" તેથી હમીરને મનાવવા માટે ચાર ઘરડા માણસોને મોકલ્યા. તેઓને હમીરે કહ્યું કે "હું એમજ આવું નહિ" "મારૂં નામ તમારા મુલકમાં કાયમ રહે તો આવું" છેવટ એમ ઠર્યું કે કચ્છમાં અધાટનાં ખત લખાય તેમાં હમીરની વાર લખવી. તે દિવસથી "અધાટ હમીરા વાર" લખવાને, ચાલ પડયો છે.

**અભરામ કુલ ન દાવા**—અધાટ અને ન દાવાનાં તમામ લખતોમાં "અભરામ કુલ ન દાવા" એ શબ્દ લખાય છે. એ શબ્દ ન લખ્યો હોય તો તે લખતો પ્રમાણ

ગણાતાં નથી. અભરામનું નામ અઘાટ અને ન દાવાનાં લખતોમાં લખાય છે તેનું કારણ એવું જણાય છે કે; અભરામ એ સિંધના સુમરા હમીરનો ઢોલણીનો ચાકર હતો, જ્યારે હમીર મનાણો ત્યારે અભરામે હમીરને અરજ કરી કે "તમારૂં નામ કચ્છમાં કાયમ રહ્યું તેમ મારૂ નામ પણ કાયમ રહેવું જોઈએ, કારણ કે મેં તમને ઘણી મદદ કરી છે" તેથી હમીરે મનાવવા આવેલ પંચોને કહ્યું કે "અભરામે મને બહુ મદદ કરી છે માટે તેનું નામ પણ રહે એવું કરો તો હું પરણવા આવું" તેથી એમ ઠર્યું કે અઘાટ તથા ન દાવાનાં તમામ લખતોમાં "અભરામ કુલ ન દાવા" લખવા ત્યારથી અઘાટ તથા ન દાવાનાં લખતો-માં "અભરામ કુલ ન દાવા" લખવાનો રીવાજ પડયો છે.

**આડે આંક**—એક સખ્સનું બીજા સખ્સ પાસે કાંઈ લેણું હોય તે લેણું અમુક રકમ લેઈ ધનીક ધણી બીજા ધનીકને માંડી આપે તે "આડે આંકે" માંડી આપ્યું એમ કહેવાય છે. આડે આંકે માંડી દીધા પછી મૂળ ધનીક ધણીનો મતાંદાર ઉપર કાંઈ દાવો લાગતો નથી. બીજો ધનીક જાણે અને મતાંદાર જાણે.

**વજે વળતીયું**—ગીરાશ ઉપર ધનીક મતાંદારને પૈસા આપે છે, અને ઠરાવ પ્રમાણે ઉધડું વ્યાજ તે મુદલ સાથે મેળવી તેનો દસ્તાવેજ માંડે છે, પછી તે લેણામાં માંડેલી મીલકતનો કબજો ધનીક પોતાના હાથમાં લઈ, તેની પેદાશ આવે તે હર સાલ લેણામાં જમે કરે જ્યારે તમામ લેણું ભરાઈ જાય, ત્યારે તે મિલકત દેણદારને તે સોંપી દે છે, તેને વજે વળતીયું કહે છે.

**શ્રી સૂરજની સાખ**—તમામ ખતોમાં છેવટ શ્રી

સૂરજની સાખ લખવામાં આવે છે તેનું કારણ એવું છે કે ખતો દિવસનાંજ લખવાં જોઇએ. રાત્રે લખેલાં ખતો પ્રમાણ ગણાતાં નથી. માટે લખેલું ખત દિવસનું લખ્યું છે એમ જણાવવા સારૂ શ્રી સૂરજની સાખ કરે છે.

**રાજક દૈવક**—રાજ્યની અથવા ઈશ્વર તરફથી કાંઈ આફત આવે તે એટલે કે લૂટાઈ જાય અથવા દુકાળ પડે તે રાજક દૈવક કહેવાય. એને કેટલાક સુલતાની આસમાની પણ કહે છે.

**પુળા છુટ**—સ્થાવર મીલકત ઉપર લેણદારને દેણદારને પૈસા આપે છે. અને તે પૈસાના બદલામાં અમુક વર્ષ તે મીલકતનો ઉપયોગ કરવા અથવા તેની પેદાશ ખાવાનો ઠરાવ હોય છે તે ઠરાવ પ્રમાણે વર્ષ પુરાં થાય એટલે લેણદારને વ્યાજ શીખે નાણું ભરાઇ ગયાં ગણાય છે, અને તે મીલકત દેણદાર પોતાના કબજામાં લે છે તેને "પુળા છુટ" કહે છે.

**અવધ અધાટ**[1]—કોઇ સખ્સ પોતાની સ્થાવર અથવા જંગમ મિલકત ધનીક પાસે ચિત ઠામ, અથવા ઘાસ ઘરેણે મુકતી વખતે એવી સરતથી બંધાયલો હોય, કે તે મીલકત ઉપર કરજે લીધેલા પૈસા અમુક દીવસે ધનીકને પાછા આપવા, અગર તે મુદતે પૈસા ન અપાય તો તે કરજમાં ચિતઠામ અથવા ઘાસ ઘરેણે માંડેલી મિલકત ઉપરથી તેનું માલીકી હક્ક જતું રહી ધનીક ધણીનું થાય તેને "અવધ અધાટ" કહે છે.

**એકા ધણી ધુનીધર પાસેથી લેણી**—અંગ ઉ-

---

[1] અવધ અધાટનાં ખતો લખવાની હાલમાં મનાઈ થએલ છે.

ધારનાં ખતોમાં "એકા ધણી ધુનીધર પાસેથી લેણી" એમ લખવામાં આવે છે તેની મતલબ એવી છે કે એક બાપના ઘણા દીકરા હોય તેમાંથી જે સારી આસામી હોય તેની પાસેથી લેવી. એમ લખવાનું કારણ એટલુંજ કે બીજા ભાઈ ગરીબ હોય અને તેની પાસેથી લેણી રકમ વસુલ ન આવી શકે તેમ હોય તો જે પૈસાદાર હોય તેની પાસેથી વસુલ કરી શકાય છે.

**રાજ્ય ભોગ**—રાવળી જમીનની માલકીના હક બદલ જમીનની પેદાશમાંથી જે ભાગ લેવામાં આવેછે તેને રાજ્ય ભોગ કહેછે.

**લિછ**—જમીનના ભાગ કરી કડકા કર્યા વિના, આખી જમીનનો કાંઈ ભાગ અથવા હિસ્સો ગરાશીઓ ધનીકને માંડી આપે અથવા પોતાનો આજી રાખે તેને લિછ કહે છે. એવી લિછનો વહીવટ સાજા ઠામથી જુદો પડી શકતો નથી.

**બાબ**—ગરાશીઓ ધનીકને જમીન માંડી આપતા તે જમીન ઉપર ધાન્ય અથવા અમુક રોકડી કોરી દર વર્ષે ધનીક પાસેથી મળવાનો કરાર ગરાશીઓ લખાવી લેછે. તેને ગરાશીઆનો બાબ કહે છે. બાબની સાથે "મુખ" શબ્દ. આવેછે તેનો અર્થ વગેરે સમજવો. એટલે કે બાબ વગેરે.

**થાળું**—વાડીનાં બુટાંનો હકદાર બીજા ખેડૂતને તે વાડી ખેડવા આપે તે બદલ તે પાસેથી બુટાંના ધણી પણાનુ હક લે છે તેને થાળું કહે છે.

**સાંથ અથવા પોગળી**—બુટાં ધણી પોતાનું ખેતર બીજા ખેડૂતને ખેડવા આપે ત્યારે પોતાના બુટાંના હક બદલ જે ભાગ મળે તેને સાંથ અથવા પોગળી કહે તે અને વાગડમાં બુટાં ભાગ કહે છે

**સુખડી**—કોઇ ખેડૂત જમીનના માલીક પાસેથી જમીન ખેડવા લે તે બદલ તેના ભોગને બદલે અમુક વાર્ષિક રકમ દેવી ઠરાવે છે તેને સુખડી કહે છે.

**ભાડું**—ઘરનો માલીક બીજા કોઇને તે ઘર રહેવા માટે આપે તે બદલ જે રકમ લેવી ઠરાવે છે તેને ભાડું કહે છે.

**અઢારે હબુબ**—તમામ જાતની પેદાશને અઢારે હબુબ કહે છે.

**સભોગી પેદાશ**—જમીનની કુલ ઉપજને સભોગી પેદાશ કહે છે.

**પડથર**—ભોગ ભરાતી વખતે કેટલુંક ધાન્ય જમીન ઊપર પખડાએલું પડયું રહે છે તેને પડથર કહે છે.

**પુરો પથારો**—ગરાશીઓ પોતાની જમીન વટાંતર માંડી આપતાં તે ખેતરમાં પોતાનો કડબ (જુવાર)ના ચરામાંથી અમુક પુરા પોતાને મળવા હક રાખે છે તેને પુરો કહે છે. પુરાની સાથે "પથારો" એ શબ્દ આવે છે તેનો અર્થ પાથરો અથવા બથ એવો થાય છે. પણ આ ઠેકાણે પથારાનો અર્થ "વગેરે" થાય છે.

**ચરો ચાર**—બીજાં અનાજના ઘાસને ચરો કહે છે. તેની સાથે "ચાર" શબ્દ આવે છે તેનો અર્થ વગેરે થાયછે.

**હાજોરી**
**કામદારી**
**ઝોળી**
**ઝાંપો**
**મોસલી**
} ભાયાતી ગામોમાં કેટલેક ઠેકાણે એ જાતના કર છે. તે જેના તેને ન આપતાં ગરાશીઆ પોતે રાખે છે. તે જમીન વેંચતી વખતે ધનીકના ધણી સાથે જેવો કરાર હોય તે પ્રમાણે દસ્તાવેજમાં લખવામાંઆવેછે.

**પ્રાએક પ્રાજીઆ**—જે લોકોને ચાકરી પેટે જમીન સભોગી ખેડવા મળી હોય તેને પ્રાએક પ્રાજીઆ કહે છે.

**વિશેષ હકીકત**—આ ચોપડીમાં દસ્તાવેજ લખવા-

ના જે નમુના આપ્યા છે તે પસાયતી જમીનને લાગુ પડે તેવા છે. અને તેવી જમીનના નમુના આપવાનું કારણ એટલુંજ કે તેવી જમીનના દસ્તાવેજમાં બધી તરેહની હકીકત આવી જાય છે, પણ બધી જમીનના દસ્તાવેજમાં એક સરખી હકીકત આવતી નથી. જમીનની માલીકીના હક અને મતાંદાર અને ધનીક વચ્ચે કરાર થયો હોય તે નજરમાં રાખી દસ્તાવેજ લખવા જોઇએ. કચ્છની તમામ જમીન રાજ્યની માલીકીની છે. તેમાંથી કેટલોક ભાયાતોને ગરાશ તરીકે કેટલોક ધર્માદા અને કેટલોક પ્રાએક પ્રાજીઆને પણ આપવામાં આવેલ છે. તે ઉપર નજર રાખી દસ્તાવેજ લખવા. પ્રાયક પ્રાજીઆને આપેલી જમીન પ્રાયક પ્રાજીઆથી વહેંચી શકાતી નથી.



# આગળ આવેલા કેટલાક કઠિન શબ્દોનો કોષ.

### અ.

અવસ્ય–જરૂર.
અત્રે–અહીંઆં.
અરચનીયઆણુ–(મૂળ શબ્દ અર્ચનીય+આન) પૂજા કરવા લાયક.
અપરમ–બીજું.
અજ્ઞાનતા–અજાણુપણું,જ્ઞાનવગર
અભ્યાસ–મહાવરો.
અરજ–વિનંતી.
અજાણ્યું–જાણ્યા વગરનું.
અત્યંત–ઘણોજ.
અધિક–વધારે, વિશેષ.
અગીત–આગળ, મોવડ.
અઢારે હુન્નર–બધી–જાતની બાબત.
અદકી–વધારે, ઘણી.
અઘાટ–ન દાવા.
અજોરીયું–ખેતરનું નામ છે.
અભરામ–એક માણસનું નામ છે.
અન્ન–અનાજ.
અપિલ–એક કોર્ટના ફેંસલાથી નારાજ થઈ બીજી કોર્ટમાં ફરિયાદ કરવી તે.
અન્ન પત્ર–અનાજ અને પૈસે.
અક્કલ–બુદ્ધિ.
અનુક્રમે–એક પછી એક.
અવસ્થા–ઊંમર, હાલત.
અનુભવી–માહિતગાર.
અખત્યાર–અધિકાર.
અન્નાશ્રય–અનાજની મદદ.
અસ્બાબ–સરસામાન,મિલકત.
અરજી–અરજ, ફરિયાદ.
અખંડ–ભાંગે નહિ તેવું, કાયમ.
અધિરાજ–ઉપરી, શ્રેષ્ટ
અપેલન્ટ–અપિલ કરનાર.
અન્નદાતા–અનાજ આપનાર, પાળક.
અવળા–ઊંધા.
અમદાવાદી–અમદાવાદમાં બનતા.
અટક=દુખ.
અરસપરસ–એક બીજામાં
અવલ સરવાયું–પ્રથમનું તારણ.
અમુક–કોઇ એક.
અનુમતિ–વિચાર, ગળતા આવવુ

### આ.

આવક–આવવું, જમા.
આવૃતિ=આવવું, થવું.
આસામી–સારા માણસ. આબરૂદાર.
આંટો દેવા–મળવા.
આનંદ–ખુશી.
આશ્ચર્ય–નવાઈ.
આગબોટ–આગના જોરથી ચાલનાર વહાણ.
આશિષ–આશિર્વાદ.
આજ્ઞાંકિત–હુકમમાં રહેનાર.
આગેવાની–આગળ પડવું, ઉપરીપણું.
આગરી–દહાડાનો આગલો દિવસ,

આંગણું–ઘરની આગળની જગા
આંબા–કેરીનાં ઝાડ.
આશરે–અટકળે.
આંગત–આઉગી, પોતાની.
આગોબારી–અધાટ, હમેશાં સુધી
આંધળા–આંખે દેખે નહિ તે.
આશા–ઉમેદ,ઇચ્છા.
આરશી–આરીસો, દર્પણ.
આવંગ–એક જાતનો વીમો.
આડ–બંદર. ખાડો.
આયાત–આવવું.
આલાદ–મિલકત સામાન.
આંકેલ–માંડેલ.
આસિસ્ટન્ટ–મદદગાર.
આણવા–લાવવા.
આફતથી–ભયથી, બીકથી.
આંચકો–અટકવું.
આવરો–નોંધ તથા રોકડ મેળ ઉપરથી એકંદર નામું લખવાનો ચોપડો.
આખરની–છેવટની.
આસામી–માણસ.
આખરે–છેવટે.
આબરૂદાર–ઈજતવાળો.
આખી–બધી, સઘળી.
આડતીઓ–પોતાની વતી પરદેશમાં કામ કરનાર માણસ.
આખર સરવાયું–છેવટનું તારણ.

ઇ.

ઈચ્છાથી–મરજીથી.
ઈંગ્લીશ–અંગ્રેજી.
ઈનામ–બક્ષીસ, શીરપાવ.
ઈમાનદારી–વફાદારી.
ઈનસાફ–ન્યાય.
ઈસ્યુ–મુદ્દા.
ઈન્સ્પેકટર–તપાસનાર, ઉપરી.

ઉ

ઉપજ–પેદાશ,
ઉપયોગી–કામની, ખપની.
ઉપકાર–પાડ, આભાર.
ઉતારો–બેસવા ઉઠવાની જગ્યા.
ઉત્તમોત્તમ–શ્રેષ્ટ,સૌથી સારૂં.
ઉપમા–શોભા.
ઉમદા–સારા.
ઉત્પન્ન–પેદા.
ઉત્તમ–શ્રેષ્ટ.
ઉપાય–ઈલાજ.
ઉગમણુ–પૂર્વ.
ઉજર–તકરાર.
ઉપની–ઉપજ.
ઉપત–પેદાશ.
ઉત્તરક્રિયા–સ્વર્ગે જવાની વિધિ.
ઉત્તેજન–ઉશ્કેરણી.
ઉતરે–બહાર આવે.
ઉમર–વય.
ઉઘરાણું–લહેણું.
ઉપજી–આવી,પેદા થઈ.
ઉધારણિક–કરજે લેનાર મતાંદાર

એ

એન શ્રીકાર–સારૂં મજાનું સરસ.
એકાદ–એક કે અર્ધ.
એતાન–એમને.
એકીનજરે–આતુરતાથી.
એકલું–એકાએક.
એકંદર–કુલ, બધો, તમામ.

એકા—એક.
એક ઢાળીયું—એક તરફના ઢાળનું છાપરૂં.
એકરાર—પ્રતિજ્ઞા.
એજ્યુકેશનલ—કેળવણી સંબંધી

## ઓ.

ઓનરસી—માનની ખાતરમાનકારી
ઓછી—થોડી.
ઓતીઆરી—ખેતર ધણીનું માણસ
ઓલાર—વંશ.

## અં.

અંગીકાર કબુલ.
અંદર—માં.
અંગ્રેજી—ઈંગ્લીશ.
અંતઃકરણ—દિલ, હૈયું.
અંગાળિ—અંગ ઊપર.
આંબારત—જબ્બા હવેલી.

## क.

કમીશનર—મુખત્યાર, અધિકારી.
કલ્પીતે—બનાવટી, જોડી કાડેલ.
કજીઓ—કંકાશ, લડાઈ.
કશી—કંઈપણ.
કમતી—થોડો.
કરકસર—બચાવ, થોડું વાપરવું.
કરો—ઘરના પાસાની ભિંત.
કટકી—નાનું ખેતર.
કરાર—ઠરાવ, બંદોબસ્ત.
કઠોડો—વહાણ આખી મોસમ સુધી ભાડે આપવું તે.
કબાલો—માલ લેવા દેવાનો કરાર.
કમાણી—કમાઈ, રળતળ, પેદાશ.
કબુલ—હા.
કબાલાવહી—કબાલાનોંધવાની ચો.
કલમ—રકમ.
કર્મ—નશીબ.
કલ્પના=અટકળ.
કબુલત—હા કહેવી તે.
કષ્ટમ—માંડવી, દાણા લેવાની જગો
કારજ—દહાડો, મુવા પછવાડે નાત કરવી તે.
કાળે શેડે—કોરી મોસમે.
કામદારી—કારભારીપણું.
કાંધાં—ભાગ.
કાયદા પ્રમાણે—ધારા પ્રમાણે.
કિંમત—મૂલ.
કિલ કાવલ—ચાડી ચુગલી, ફિસાદ
કીરાણી—માલ ધણીનો વહાણમાં ચડનાર વિશ્વાસુ માણસ.
કુલ—બધા.
કુસંપ—સંપ નહિ તે. કલેશ.
કુથલી—ખોટી વાત, વગોણું. નિંદા
કુમળી—નરમ પોચી.
કુરનસ—પ્રણામ.
કુટી—કોરડના પાંદડાંનો ચરો.
કેળવણી—ભણતર.
કેવળી—નદીનું નામ છે.
કોર્ટ—કચેરી.
કોશ—પાણી કાઢવાની ચામડાની સુંઢવાળી કોથળી.
કોથળી—મક્ષી, થેલી.
કોઠાળું—શાહ જેવું.
કોઝ—કામ.
કંટાળો—દુઃખ કાયરતા.
કૃપા—મહેરબાની.
કૃપાવંત—કૃપાવાળા, મહેરબાન.

ક્ષણભંગુર–પલકમાં નાશ થાય તેવો નાશવંત.
ક્ષેમ કુશળ–તાજગી, સારી પેઠે.
ક્ષેમ ફળ–ચોરસ માપ.

ख.

ખર્ચ–ઉધાર, જાવું, વાપરવું.
ખરીદી–વહેચાણુ લેવું.
ખણાવે–ખોદાવે.
ખરખરાજાત–ખરચ.
ખલસા–સણના કોથળા.
ખલાસ–ખલાસીની મજુરી.
ખરો–સાચો.
ખરીદ વકરો–લેવું અને વેંચવું
ખરીદાય–વહેંચાતું લેવાય.
ખળું–અનાજ એકઠું કરી નીવેડવાની જગ્યા.
ખારો–ખારાશવાળો, રણ જેવો.
ખાડેથી–બંદરેથી.
ખાતા વહી–નામવાર ખાતાં ખતવવાનો ચોપડો.
ખાત્રી–પુરાવો, નક્કી.
ખાત્રી–નક્કી, ખાતર જમા.
ખાનગી–ઘરકામ સંબંધી, જાહેર નહી તે.
ખુદા–ઈશ્વર, પરમેશ્વર.
ખુદ–પોતે.
ખુટ–શેડા.
ખુદાવંત–મહાન,મોટા ઈશ્વર જેવા
ખેર આફ્રિયત–દુ:ખથી દુર, સારીપેઠે.
ખેડુપા–ખેડવાના.
ખેંચવી–તાણવી.
ખોટ–તંગી, નુકશાન.
ખોરડું–રહેવાનું ઘર–જગ્યા.
ખંતી–હોંશીલા, ખંત રાખનાર

ग.

ગમેછે–પસંદ પડે છે.
ગજું–શક્તિ.
ગરાશ–જમીન વગેરે મિલકત.
ગરાશીઆ–જમીનના માલીક.
ગાંઠનું–પદરનું.
ગાંધીશેરી–ફળીઆનું નામ છે.
ગુદરત–ગએલો.
ગુઢ–ઢુઈ, હીંબાવાળી જમીન.
ગુજારવાની–કરવાની.
ગુજરી–મરી.
ગુમાસ્તો–મુનીમથી ઊતરતો મહેતો.
ગેરઊપયોગ–ખરાબ માર્ગે વાપરવુ
ગોખર–પડેતર.
ગોસ–સક્કર.
ગૌચર–ગાયોને ચરવાની, પડેતર.
ગૌરક્ષક–ગાયોનું રક્ષણ કરનાર.
ગૌ–ગાય.
ગંજો–વહાણ.

घ.

ઘણી–વધારે.
ઘરેણા–આભુષણ, શણગાર, અલંકાર.
ઘરાક–ખરીદ કરનાર.
ઘટારત–લાયક,
ઘાસ–ઘસાવું તે, મરો.
ઘાસ ઘરેણે–ગીરવી.

च.

ચતુર દિશા–ચાર દિશા.

ચણુ—ચુણ, પક્ષીને નાખવાના દાણા
ચણરજ—પગનીરેતી.
ચરણ—જોગ, પગ.
ચરણજીવી—લાંબી ઊંમર સુધી જીવવું.
ચલ્લુ—ચાલતો, જારી.
ચડાવો—મુળ રકમ ઊપર વધારેલી રકમ.
ચરામણી—નળીઆં સરખાં કરામણી.
ચાસ—ધરો, ખેડવાન જમીન.
ચાકર—નોકર.
ચાલ ચલગત—રીતભાત.
ચાહે—ઈચ્છે, મરજીમાં આવે.
ચિંતા—ફિકર.
ચિત ઠામ—અવેજમાં ઠામ માડયું હોય તે.
ચિરણજીવી—લાંબી ઊમર સુધીજીવવાવાળો.
ચીઠી—કજાની લાગત, ખત.
ચોપડો—નામું માંડવાનું દફતર
ચોકચોગાન—આગણું વાડો વગેરે.
ચોપનો—ચોપન શેર.
ચોડી—લગાડી.
ચંદ્ર—ચાંદો, સોમ.
ચંચળ—હુંશિયાર.

છ

છત—ઢાંકણુ.
છબર—ધ્રા.
છાપ—પ્રતિબિંબ, મહોર.
છુટા—ખુડદા, ત્રાંબા નાણું.
છેડા છુટ—નિકાલ.
છેલ્લો—પહોળો ચોકળો.
છોરૂં—છોકરો.

જ.

જમા વાસલ—જમા ઉધાર.
જગ્યા—ખોરડું.
જતો—જત; બીજું.
જનાબમાં—હજુરમાં, શેવામાં.
જવાબ—ઉત્તર.
જણુસ—ચીજ.
જઈફ—બુઢા.
જાળ—માછલાં પકડવાનો ફાંસો
જાંબુ—જાંબુનાં ઝાડ.
જામફળ—જમરૂખના ઝાડ.
જમા ખર્ચી—જમા અને ઉધાર બંને બાજુએ મંડાય એવી રકમ.
જાળી—બારી.
જાવક—જાવું, ઉધાર.
જાત્રા—તીર્થ.
જાંગડ વહી—ઉપર ટપકે નોંધ રાખવાનો ચોપડો.
જાહેર—ખુલ્લું.
જી૦ સી૦ આઈ૦ ઈ૦—એક ઈલકાબ છે. જેનો અર્થ હિંદુસ્તાનના રાજ્યનો મોટો સુબો એવો થાય છે (ગ્રાન્ડ કમાન્ડર ઓફ ધી ઈંડિઅન એમ્પાયર.)
જુમલે—એકંદરે, કુલ.
જુહાર—જેગોપાળ,
જુદી જુદી—નોખી નોખી.
જોખમ—નાશ થવાની ધાસ્તી.
જોખમી—જોખમ માથે લેનાર.
જોટો—જોડ, બે નંગ.

જોડા જોડ–પાસે પાસે, બાજુમાં.
જંગમ–ઊપડી શકે એવી.

### ઝ.

ઝાંપા છેહ–દરવાજાની બહાર.
ઝાડ બીડ–ઝાડ વગેરે.
ઝાળી ઝાંપો–એક જાતનો લાગોછે

### ટ.

ટકો–એક.
ટપાલ–ડાક.
ટાપુ–બેટ.
ટાંકવાનાં–નોંધવાનાં.
ટુંક–થોડી.
ટીપ–યાદી.
ટોટો–ખોટ, નુકશાન.

### ઠ.

ઠામસર–ઠામ ઊપર.

### ડ.

ડાક–ટપાલ.
ડેલીબંધ–ડેલી શીખે.

### ઢ.

ઢીલ–વિલંબ.

### ત.

તપાસ–ચોકસી.
તત્ર–ત્યાં.
તળોટ વળોટ–દાણ વગેરે.
તથા–અથવા.
તસ્દી–મહેનત.
તપાસ્યો–જોયો.
તાલ્લા–નશીબ, મોટા, મહાન.
તારણ–સાર.
તીર્થરૂપ–પવીત્ર, તીર્થને ઠેકાણે.
તુલશી પત્રે–તુલશીને પાંદડે ખ-
ોદા.
તુર્ત–ઝટ.
તુર્ક–મુસલમાનમાં જાત છે.
તુત ફિતુર–કજીઓ ટંટો.
તુલશી–એક જાતનો પવીત્ર છોડ.
તોહોમતદાર–ગુનેગાર.
તંગ–ગરીબ.
ત્રસ્ટી–પંચ.

### થ.

થપાટ–તમાચો.
થર્ડ–ત્રીજો–જી–જું.
થોકડે–જથે, એકંદર.

### દ.

દરદાવો–હક.
દસ્તાવેજ–લેખ, ખત.
દર્શનાતુર–જોવાને હોંશીલા.
દયાળ–રહેમવાળા.
દખણાદે–દક્ષિણ તરફ.
દત્તક–ખોળે બેસારવું તે.
દલાલ–દલાલી કરનાર.
દત્તક નામું–ખોળે લેવાનો લેખ. કરાર.
દરવાજો–નાકું, ભાગળ.
દશાંશ–દશમો ભાગ.
દરમિયાન–વચમાં, અંદર.
દાશી–ચાકરડી.
દાણા–કણ, અનાજ.
દાણ–જકાત.
દાણવટી–દાણાનો હીસાબ રાખવા નો ચોપડો.
દાગીના–ઘરેણાં.
દિલ–મન.

દિશું-દિશાનું બહુ વચન.
દીવાની-લહેણુ દહેણુ સંબંધી.
દીવાળું-ખુટવું તે.
દુવા-આશિષ
દુષ્ટ.-પાપી.
દુકાન-હાટ.
દુરાચરણુ-ખરાબ ચાલ ચલણુ.
દુનિયા-જગત.
દેવાળી-દેવળની, મંદિરની.
દેહ-શરીર.
દેશા રીતે-દેશના રીવાજ પ્રમાણે
દૈવક-કુદરતી.
દોસ્તી-ભાઈબંધી.
દોલતપશા-વહાણુનું નામ છે.
દોરવી-ખેંચવી.

ધ.

ધર્મપુત્ર-પ્રમાણીક પંચ.
ધર્મ-ફરજ.
ધમધોકાર-જોશ બંધ.
ધનીક-ધનનો માલીક.
ધડા-ચાસ.
ધર્મ વાડો-ધર્માઊ ચોપાં રાખવાની જગ્યા.
ધર્મ ધુરંધર-ધર્મનું ધુસરૂં ખેંચનાર.
ધર્માદા-ખેરાત.
ધીરેલી-આપેલી.
ધુનીધર-સારો, સુખી.
ધોરી-મોટો.
ધોતી-પોતી, પહેરવાનું લુગડું.

ન.

નવાણુ-પાણીની જગ્યા.
ન દાવા-દાવા વગરના.
ન લેણુ-લેણુ નહીં.
ન રોજ-દરિયાઈ તારીખ.
નજીકનો-પાસેનો.
નવેસર-ફરીથી.
નળીઆં-તેવાં.
નારણુપશા-વહાણુનું નામ છે.
નામદાર-નામીચા, પ્રખ્યાત.
નાત વરો-જમણુ, નાતનુ ખર્ચ.
નાકું-દરવાજો.
નામું-નામે લખવું તે.
નાંગર-બિલાડી.
ના ઓલાદ-વંશ નહીં તે. છોકરા વિના.
નાશવંત-ફાની.
નાખવો-વહાણુ ઉપર ચડનાર મુખત્યાર માણુસ.
નિશાની-એંધાણી.
નિષ્ટા-ધ્યાન, નીત
નિકાલ-નીવેડો, છુટકો, છેડો.
નિરધાર્યાં-નક્કી કર્યાં.
નિરાળો-જુદો.
નિયમસર-રીતસર.
નિધાન-ભંડાર. ખજાનો.
નિકળ્યો-ચાલ્યો.
નિમક હલાલી-ખાધેલા અનનો ઊપકાર માનવો તે.
નિરાશ્રીત-વાલી વગરના.
નિરોધક-અટકાવનાર.
નિર્વાહ-ગુજરાન.
નીચલી-પેટાની.
નીમ્યા છે-મુકરર કર્યા છે-
નીતિ-વિવેક.
નીવેડી-નીકાલ કરી.

નુરી—બાડે.
નુકશાન—હાણી.
નોધારાધાર—વિના આધારવાળાને મદદ આપનાર, આશ્રયદાતા.
નોંધવી—ટાંકવી.
નોંધ—નોંધવું, માંડવું, યાદી.

પ.

પદ્ધતિ—રીત.
પરસ્તાવના—સામાન્ય હકીકત.
પરમ—મોટા.
પધારેલ—આવેલ.
પધારવા—આવવા.
પરોપકારી—બીજા ઉપર ગુણ કરનાર.
પવિત્ર—ચોખ્ખી.
પછીત—પાછળની ભિંત.
પગેલાગણાં—પાય લાગ્યાં.
પઠાણુ—વહાણનું ખોખું.
પરભારે—પાધરે, સિદ્ધો.
પતી—ધણી.
પરમાત્મા—ભગવાન, ઈશ્વર.
પગાર—દરમાયો.
પરચુરણ—છુટક.
પરીક્ષા—તપાસ.
પરદેશ—પારકો દેશ.
પડધરી—ખેતરનું નામ છે.
પધરોડ—ખેતરનું નામ છે.
પલ્લાં પાન—ઓરડીનાં પાંદડાં વગેરે.
પત્ર—પાંદડાં.
પટ—જમીન.
પથ—ખેતરનું નામ છે.
પર્વ—હુંડ.
પરામાર્થ—પરકલ્યાણ, ધર્મ.
પરોજણ—કારજ.
પત્રી—પાંદડાં.
પરવાનગી—રજા,
પસંદ—પાસ, કબુલ;
પક્ષકાર—તરફદારી ખેંચનાર
પડતર—વગર ખેડેલી.
પછાત—પાછળ.
પરગામ—પારકું ગામ. બીજું ગામ
પાણકોરૂં—એક જાતનું જાડું લુગડું.
પાલણપોષણ—ગુજરાન.
પાટવાડી—ભૂજના એક દરવાજાનુ નામ છે.
પાસ—પસંદ, પસાર.
પારકી—બીજાની.
પાડોશી—પાસેના ઘરમાં રહેનાર.
પારસાત—સાત પેઢી.
પાધર—ગામની નજીકની જગ્યા.
પાંતી—ભાગ.
પિતા—બાપ.
પિછાન—ઓળખાણ.
પુત્ર—છોકરો.
પુત્રાદિક—છોકરા વગેરે.
પુળાછુટ—કરજ પેટે અમુક મુદત સુધી ભોગવે પછી પાછું છુટે તે.
પુસ્તકો—ગ્રંથો, ચોપડીઓ.
પુળડી—રના ફોદા.
પુરાવો—સાબીતી.
પુરતી—જોઈએ તેટલી.
પુરાંત—પ્રાત, શિલીક.
પુસ્તકરૂપે—પુસ્તકના આકારમાં.
પુનર લગ્ન—ફરીથી પરણવું તે.

પુજ્યારાધ્યે—પુજ્યા કરવા લાયક.
રવે—ગમે, પસંદ પડે, પાલવે.
પુજ્ય—પુજ્યા કરવા લાયક.
પેટ—ઉદર.
પેદાશ—નીપજ.
પોયરો—મહેનત.
પંચ—ચોવટીઆ.
પંજા દુવે—પાંચ ભાગમાંથી બે ભાગ.
પ્રસિદ્ધ—નામીચો, પ્રખ્યાત.
પ્રસંગે—વખતે, કારણે.
પ્રતે—ઉપરે.
પ્રતિબંધ—અટકાવ.
પ્રમાણિક—સાચા.
પ્રત—દર, નકલ.
પ્રાપ્ત—મળવું.
પ્રાજુ—અઠ્ઠાવીશ વીઘાં.
પ્રીય—વહાલો.
પ્રીતુ—પ્રીતવાળા.
પ્રોમીસરી—કબૂલતવાળી.
પ્રોરચ—ખેડવાણ.
પ્રૌઢ—મોટા.

**ફ.**

ફરમાન—આજ્ઞા, હુકમ.
ફરમાવશો—આજ્ઞા કરશો.
ફળીયું—શેરી, આગણ.
ફરમાવ્યું—કહ્યું.
ફરિયાદી—રાવ, ફરિયાદ કરનાર
ફારગતી—ન દાવા ચીઠી.
ફાળા—ભાગ, પાંતી.
ફાયદો—નફો.
ફી—લવાજમ.
ફુરસદ—નવરાશ.
ફૂલ—તમામ, પુરા.
ફેલાવો—વિસ્તાર, પસાર.
ફેર—તફાવત.
ફોજદારી—માર ફાડ સંબંધી.
ફંડ—ટીપ.

**બ.**

બજે—વાગ્યે, કલાકે.
બજાવે—કરે.
બરદાસ—ખબર, ખાતરી.
બહાને—લીધે.
બજાવી—કરી.
બાબ બુબ—લાગત વગેરે.
બાલ્યાવસ્થા—નાની ઉમર.
બાંધો—બંધ, પાણીના અટકાવ માટે ભિંત કરવી તે.
બિરાજમાન—શોભીતા.
બિલકુલ—જરા.
બિન ઉજરે—વગર તકરારે.
બીડી છે—રવાના કરી છે.
બુટાં—જમીનની માલકીનું હક.
બે બનાવ—બનાવ નહી તે.
બેઠી ખાતાવહી—ઠામવહી.
બેવડી—બે, ડબલ.
બોરો—એક જાતનો ભાતીગર ચોફાળ.
બંદર—નદી કે દરિયા કાંઠે આવેલું શેહેર.
બંધી—મુદત.
બંધારૂં—ખેતરનું નામ છે.
બંદોબસ્ત—ગોઠવણ.

**ભ.**

ભલાઈ—તાજગી સારૂં.
ભગવત—ઈશ્વર.

ભલામણુ–સિફારસ.
ભરપે–માપણીએ.
ભરોંસો–વિશ્વાસ.
ભતું–ખાવાનું.
ભરતીયું–માલના ખર્ચનો નોંધ.
ભાષણુ–હરકોઈ બાબત વિષે વિસ્તારથી બોલવું તે.
ભાષા–લીપી, બોલી.
બારે કાંઠે–પૂર્વ કિનારેનાં બંદરોએ
ભૂમિ–જમીન.
ભેળા–સાથે.
ભોમ–જમીન.
ભોગ–પાંતી, ભાગ.
ભોગવે–વાપરે.
ભોજક–બ્રાહ્મણુની એક જાત છે.
ભોગીતા–ભોગવાળા.
ભોજન–જમવું. જમણુ.

**મ.**

મહારાજા–મોટા રાજા.
મહારાઓ–મોટા રાજા
મથાળાની–ઉપરની ટોચની.
મજબુત–ટકાઉ.
મજકુર–ઉપર કહેલ તે.
મહા–મોટું.
મહેરબાન–મહેર રાખવાળા.
મરજી–ઈચ્છા.
મધ્યે–માં, અંદર.
મતુ–સહી.
મજમુ–સહીયારો.
મતાંધણી–કરજે લેનાર.
મહાદેવ–મોટા દેવ.
મખ–વહાણુના તળીઆને ચોપડવું તથા દુરસ્ત કરવું તે.
મહેરબાની–કૃપા, રહેમ નજર.
મનન–વિચાર.
મહાન–મોટા.
મરજી–ઈચ્છા.
મદદ–સહાય.
મતભેદ–જુદો વિચાર, તકરાર.
મહારાજા–મોટા રાજા.
માણુસ–ચાકર.
માં–માંઉ, મહેતા.
માનશો–કબુલ કરશો.
માઠી–ખરાબ.
માતુ–મા.
માસિક–મહિનાની.
માવિત્ર–મા બાપ, મોટા.
માંડવો–મંડપ.
માળી–ફુલવેંચનાર, એક જાત છે.
માસી–માની બેન.
માલિકે–ધણીએ.
માંડીવાળવું–સરભર કરવું.
મિરઝાં–એક ઇલકાબ છે.
મિત્ર–દોસ્ત,
મિસ્ટર–શેઠ, સાહેબ.
મિલકત–દોલત.
મુનિમ–મુખત્યાર મહેતો.
મુરબ્બી–મોટા.
મુદત–વાયદો, વખત.
મુખ્ય–મોટા.
મુહુરત–સારૂં શુકન.
મુસાફર–વટેમાર્ગુ.
મુદ્દલ–મુળ.
મુકાબલો–સરખામણી.
મુખત્યાર–કરતા હર્તા.
મૂળાક્ષર–મૂળ અક્ષર.

મૂળ—મૂળીઆં, જડ.
મેળાપ—ભેગા થવું.
મેસો—નઠારી ખબરને કાગળ.
મેળ—હિસાબ.
મોસુફ—ગુણવાળા. મજકુર.
મોસમ—વખત.
મોરી—બંદરની લાગત છે.
મોરો—ખેતરનું નામ છે.
મોવડ—મોખરૂં, મો.
મોઢીઆં—મોઢેદેવાના શણુનાકટકા
મંડળ—સાથ, જથો, ટોળું.
મંદિર—દેવસ્થાન.
મંડાણ—શરૂઆત.

**ય.**

યથા ઘટીત—જેમ ઘટે તેમ.
યોગ્ય—લાયક, ઘટારત.

**ર.**

રજીસ્ટર—નોંધવું.
રમે છે—ખુશીમાં છે. (છોકરૂં સારી પેઠે હોય તો રમે છે એમ લખવાની રૂઢી છે.
રજા—પરવાનગી.
રહેવાશી—રહેનાર, વસનાર.
રહેમ—દયા.
રાહ—વાટ.
રામશરણ—રામને તાબે, મરી.
રાજક—રાજાની.
રાવળી—રાની.
રાજમાર્ગ—ધોરી રસ્તો.
રીવાજ—ધારો.
રીતસર—ધારા મુજબ.
રીપોર્ટ—અરજ.
રૂત—રૂ, મોસમ.
રીસપોન્ડેન્ટ—જવાબદેનાર.
રેજે—પરચુરણ.
રેણાક—રહેવાના.
રેવીન્યુ—મહેસુલ.
રૈયત—પ્રજા.
રોયલ—બાદશાહી.(પુસ્તકનુંનામછે)
રોકડી—નગદ.
રોશન—જાહેર, પ્રકાશ.
રોકડ—નગદ.
રોજ મેળ—રોજને હિસાબ રાખવાનો ચોપડો.
રોકડ મેળ—રોકડાં નાણાંનો હિસાબ રાખવાનો ચોપડો.

**લ.**

લખવાની—માંડવાની.
લઘુ—નાનું.
લખામણી—લખવાતું ખર્ચ.
લડાલડી—કજીઆ.
લગ્ન—શાદી, વિવાહ,
લ૦ લી૦—લખનાર.
લખત—કરાર.
લખમીપશા—વહાણનું નામ છે.
લાભ—ફાયદો.
લાઈબ્રેરી—પુસ્તકશાળા.
લાયક—યોગ્ય.
લાગ લગમ—લાગા વગેરે.
લાલ—રાતી.
લુચ્ચાઈ—ઢોંગાઇ.
લેણી—લેવાની.
લેતી દેતી—લે આપ.
લોંડયું—લુચ્ચાઇ.

**વ.**

વહેવાર—આપ લેનો સંબંધ.

વરસાદ—મેહ.
વધારો—વિશેષ, વધારે.
વર્તવું—ચાલવું.
વલણ—ટેવ, આદત.
વટાંતર—ધાસ ધરેખે.
વછોડાવે—છોડાવે, મૂકાવે.
વડીલ—વડવા, બાપ દાદા.
વળીઆં—વળીઓ.
વજે વળતીયું—ઉપજ લેણામાં ભરાય તે.
વથાણ—ગામના પાધરમાં ચોપાંને બેસવાની જગ્યા.
વણવેલા—નાના ઝાડ, વેલા વગેરે.
વડીલોપાર્જીત—બાપ દાદાની મેળવેલી.
વહેંચણી—ભાગ.
વઝીફા—મિલકત, સામાન.
વડપણ—મોટાપણુ, ધરડપણુ.
વસિયતનામું—વિલ.
વખાર—પેઢી.
વતની—રહેવાશી.
વસ્તી—માણુસ.
વર્ગ—કલાસ, પંકિત, જાત.
વકરો—વેચાણ.
વધાવા ખાતું—ચાંલ્લા ખાતું.
વટાવ—નફો.
વસુલ—આવવું.
વાગ—લગામ.
વાગડ—કચ્છનો એક ભાગ છે.
વાલીઓ—વહાણુની ઠરાવેલી કિંમત
વાયદો—મુદત.
વાપરકાંઠે—પશ્ચિમકિનારેનાંબંદરોએ
વાર્ષિક—વરસની—નું—નો.
વાયદાસર—વખતસર.
વાદી—બોલનાર, માગનાર.
વ્યાજુ—કરજે વ્યાજ આપીને કોરી લેવી તે.
વાળી લેજો—વર્તી લેજો.
વાસે—મતાંદારનું રહેઠાણ.
વાધંતી—વધતી.
વારસ—દાવાદાર, વાલી.
વા બારાં—પવન આવે એવી જાળીા
વાડો—ધરની પછવાડેની જગ્યા.
વિષય—બાબત.
વિદ્યાર્થી—ભણનાર, સ્કોલર.
વિશેષ—વધારે.
વિનંતી—અરજ.
વિદ—અંધારીયું.
વિદીત—જાહેર.
વિગત—હકીકત.
વિવાહ—સાદી, સગાઈ.
વિદ્યા—સારદા
વિલાયત—ઈંગ્લાંડ.
વિમો-જોખમ.
વિશાંશ—વીશમો ભાગ.
વંશ—ઓલાદ.
વૃદ્ધ—મોટી—ટું—ટો.
વૃધિ—વધારો.
વ્યાજ—વટાવ, કરજે આપેલ રૂપિઆનું ભાડું.

### શ.

શરૂ—આરંભ.
શક્તિ—ગજું.
શત—સો (૧૦૦)
શરૂઆત—પ્રારંભ.
શાહ—શાહુકાર.

શેર છત્ર–માથાનું ઢાંકણુ.
શિક્ષા–સજા, શીખામણ.
શિલક–પ્રાંત.
શિકરાવવા–લેવા.
શિકરાવી–નાણું લઈ.
શુભ–સારૂં.
શુભેચ્છક–સારૂં ઈચ્છનાર.
શુદ્ધ–બરાબર.
શેવક–દાસ.
શેઠ–ધણી, સાહુકાર.
શેવા–ચાકરી.
શેઢે–શેડે.
શહેર સફાઈ–મ્યુનિસિપાલેટીનો લાગો.
શોધતાં–ગોતતાં, તપાસતાં.
સંક્ષેપમાં–ટુંકામાં.

## સ.

સદ્‌ગૃહસ્થ–સારા માણસ.
સ્નેહ–હેત, પ્યાર.
સ્નેહસાગર–ઘણીજપ્રીત રાખનાર.
સમવડ–સાંઝ.
સહિત–સાથે.
સહેજ–લગાર. ઈશારત દાખલ.
સકળ–સઘળા, બધા.
સર્વ–બધા.
સદા–હમેશાં.
સખ્સ–માણસ.
સમુળગુ–બધું.
સવીસ્તર–વીસ્તાર સાથે.
સદ્‌ગુણી–સારા ગુણવાળા.
સમજુ–વિચારવંત ડાહ્યા.
સદાય–હમેશાં.
સર્વગુણ સંપન્ન–બધા ગુણવાળો.
સખી–બેનપણી.
સફર–મુસાફરી.
સફળ્યાં–સારા, સુકાળવાળાં.
સભોગ–ભોગ સહિત.
સરતે–કરારે.
સલાહ–મસલહત.
સલામત–કુશળ.
સવરધી–વિરધ સાથે વ્યાજ તથા મુદલમળીને જેરકમથાય તે.
સતમી–માલ ચડાવ્યાની નોંધ-નો કાગળ.
સર્ટિફિકેટ–ખાત્રી પત્ર.
સમન–બોલાવવાની નોટીસ.
સગા–સંબંધી.
સળ–ઘડી.
સવળા–સુલટા.
સળંગ–આખી, એકસરખી.
સરવાયું–તારણ.
સરલ–સહેલું.
સરભર–સરખા.
સારવા–ખેડવાની મજૂરી.
સાજી–બધી.
સાધન–હથિયાર.
સાટીન–બુટાદાર રેશમી કપડું.
સાધન–ઉપાય.
સાગર–દરિયો.
સાહેબ–મોટા, યુરોપીઅન.
સાલે–વરસે.
સાથ–સથવારો, સંગ.
સાર્થક–સફળ.
સાખ–સાક્ષી.
સાક્ષી–સાહેદ.
સીમા–હદ.

સુધારો-સારો ધારો.
સુલતાન-બાદશાહ, રાજા.
સુત-છોકરો.
સુદ્ધાંત-સાથે.
સુખડી-વાડી કે ખેતરનું ભાડું.
સુતારીઆ-સુતારના.
સુગારપશા-વહાણનું નામ છે.
સુડીઓ-સુડનામું લખવાનોચોપડો
સુતરણી-ભીંડીના દોરા.
સુઝે-જણાય.
સુચના-ચેતવણી.
સુરજ-રવી.
સેક્રેટરી-કારબાર કરનાર.
સોંપેલ-હવાલે કરેલ.
સો વર્ષ પુરાં થએ-મરી ગયા પછી
સોંપ્યા-હવાલે કર્યા.
સંતતી-છોકરાં.
સંચો-યંત્ર
સંપૂર્ણ-પુરેપૂરો.
સંતોષ આનંદ.
સંકટ દુઃખ.
સંકળાય-જોડાય.
સંભાળી-સાચવી.
શ્રીકૃષ્ણાર્પણ-શોભાયમાન કૃષ્ણને આપવું.
શ્રી-શોભાયમાન.
શ્રીકાર-ધજ, સારો.
સ્વસ્તિ-કલ્યાણ.
સ્થાન-ઠેકાણું.
સ્વીકારશો-કબૂલ કરશો.
સ્થાવર-હાલે ચાલે નહિ તે.
સ્થીતિ-હાલત.
સ્વોપાર્જીત-પોતાની મેળવેલી.

સ્વર્ગ-કૈલાશ.
સ્કોલરશીપ-વિદ્યાર્થીને ઉત્તે[illegible] દાખલ આપવું તે.
સ્ટામ્પ-શિક્કો, મહોર.
સ્મોલ-નાનાં.
સ્મોલ કોઝ-નાનાં કામો.
સ્પેશિયલ-ખાસ.
સ્પષ્ટ-ખુલ્લું, ઉઘાડું.

## હ.

હકીકત-હેવાલ.
હર્ષિત-રાજી.
હજુર-રૂબરૂ.
હદમજ્કુર-હદની અંદર.
હવાલે-કબજે.
હમીરાવાર-હમીરની વખત.
હયાતી-હોવું, જીંદગી.
હકશી-માલ વેંચવા બદલ સેં અમુક ટકા મળે તે.
હકીકત-હેવાલ.
હસ્તે-મારફતે.
હાલચાલ-રસ્તો, ચાલવાનો મા[illegible]
હાજેરી-મોસલી.
હાજર-તૈયાર.
હાલત-અવસ્થા.
હાટવાણીયા-નાના વેપારી.
હીરકોરી-રેશમીકોરનું.
હુંડી-નાણાં મળે એવો કાગળ.
હુશિયારી-ડાહપણ, સાવધપણું.
હેતુથી-ઈરાદાથી, વિચારથી.
હેતુ-હેતવાળા, વાલેસરી.
હેમ-સોનું.
હોળાયો-અર્ધ કુંડાળું.
હંકાર્યાની-રવાને કર્યાની.

# જાહેર ખબર.

| | કીં. રૂ. આ. |
|---|---|
| કચ્છી લેખાં ભાગ ૧ લો. | ૦—૬—૦ |
| કચ્છી લેખાં ભાગ ૨ જો. | ૦—૧૨—૦ |
| કચ્છમાં હસ્તલિપિ તથા નામું લખવાની પદ્ધતિ ભાગ ૧ લો. | ૨—૦—૦ |
| કચ્છી કોઠાકોઠા | ૦—૪—૦ |
| ભારતખંડની ટુંકી ભુગોળ (ધો. ૪ થા માટે) | ૦—૮—૦ |
| ગુ. પહેલીના અર્થ. | ૦—૧—૦ |
| ગુ. બીજીના અર્થ. | ૦—૩—૦ |
| ગુ. ત્રીજીના અર્થ | ૦—૪—૦ |

ઉપર લખેલી ચોપડીઓ નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે મળશે.

**મુંદ્રા**—અમારી પાસેથી તથા શા૦ હેમજી કર્મસિં. અને ભોજક ભગવાનજી કુંવરજીની દુકાનેથી.

**માંડવી**—બુકસેલર નાગોરી ખીમરાજ ચાંપસિંહ પાસેથી.

**ભુજ**—બુકસેલર ઉપાધ્યાય હરીરામ મથુરામ પાસેથી.

એ સિવાય કેટલાક રા૦ તાલુકા સ્કુલ માસ્તરો પાસેથી પણ મળશે. સામટી ખરીદનારને સેંકડે પંદર ટકા કમીશન આપવામાં આવશે. ટપાલ ખર્ચ વધારે પડશે, પણ પચાસ કરતાં વધારે મંગાવનારને ટપાલ ખર્ચ અમારા તરફથી આપવામાં આવશે. કાગળ પત્રનો વહેવાર નીચેને સરનામે રાખવો. નોટપેડ કાગળ લીધામાં નહીં આવે.

મુકામ મુંદ્રા
તા. ૧—૭—૯૧

(સહી) હરજીવન મેઘજી. પટેલ
ઠે. સઈવારી શેરી
ઠાકર કૃષ્ણજી શામજીને ઘેર.